સુશીલકૃત

જૈન-સાહિત્ય નવયુગ પ્રથમ કિરણ

# શ્રી મહાવીર જીવન વિસ્તાર

પ્રકાશક—મેઘજી હીરજીની કું.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

પાયધુની નં. ૫૬૬, મુંબઇ.



# શ્રી મહાવીર જીવન-વિસ્તાર

અર્થાત્

## પ્રાતઃસ્મરણીય શ્રી મહાવીર સ્વામીના જીવન ચરિત્રમાંથી નીકળતો સાર.



* * *

પ્રથમ આવૃત્તિ

* * *

* * *

સં૦ ૧૯૭૧

* * *

પ્રયોજક —પરી. ભીમજી હરજીવન
નિવસઠન મહુડા.

પ્રકાશક —મેસર્સ મેઘજી હીરજીની કુંપની
૫૬૬, પાયધુની—મુંબઈ

મૂલ્ય રૂ૦ ૧-૮-૦.

શ્રી "સત્યવિજય" પ્રિન્ટીગ પ્રેસમા શા સાકલચંદ હરિલાલે
છાપ્યુ. ઠે. પાચકુવા નવાદરવાજા—અમદાવાદ.

પ્રત ૧૧૦૦

सत्य अर्थ सज्ज थाओ,
विजय वावटो उडावो,
वीर धर्मथी धरा सदा ध्रुजावीये
श्रीयुत ललित.



શ્રીયુત શેઠ ખીમજી હીરજી કાંયાણી, જે પી

(હાલ જાપાન.)

The Bombay Art Printing Works Fort



# ઉત્સર્ગ

કચ્છ-માતૃભૂમિના સુસંતાન-વિદ્યા-વિનયાલંકૃત

**શ્રીમન્ શેઠ ખીમજી હીરજી કાયાણી જે પી.,**

કે જેઓ વર્ષો થયા માતૃભૂમિ-કચ્છની તથા શ્રી કચ્છી દશા ઓસવાળ જૈન જ્ઞાતિની સતત પરિશ્રમ પૂર્વક સેવા કરતા આવે છે, અને તે અર્થે પોતાના સ્વબળથી પ્રાપ્ત કરેલ ધન-સંપત્તિનો પણ ભોગ આપતા રહ્યા છે, તેમજ મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનમાં વિરાજી મુંબઇની પ્રજાની અમૂલ્ય સેવા કરી રહ્યા છે, એટલુ જ નહી પણ જેઓ ધર્મ-સાહિત્ય તથા વિવિધ લલીતકળાઓની કદર કરવામા અગ્રગણ્ય છે, તેમના કરમા આ ઉપહાર અર્પતા અમો પરમ સંતોષ અને આનંદની લાગણીઓ પ્રદર્શિત કરીએ છીએ.

પ્રકાશક.

The Bombay Art Printing Works Fort

## બે બોલ

જે પુસ્તકની ઘણા કાળથી રાહ જોવામાં આવતી હતી, તે પુસ્તક-આ મહાવીર વિસ્તાર-આજે અમે પ્રકટ કરવા શક્તિમાન થયા છીએ. આપણો જૈનસમાજ આવા પુસ્તકોની કદર કરવા કેટલે અંશે તત્પર છે, તે જોવાનું રહ્યું છે. જો આ પુસ્તકનો બ્હોળો પ્રચાર થવા પામશે તો ભવિષ્યમાં આવા અનેક પુસ્તકો બહાર પાડી નવીનયુગના જૈન સાહિત્યને ખીલવવાની અમારી યોજના ક્રમે ક્રમે અમલમાં મુકતા જઇશુ. પ્રસ્તુત પુસ્તકના સંબંધમાં વધુ કહેવું એ અમારા અધિકારની બ્હાર છે. તોપણ એક પ્રકાશક તરીકે અમારાથી એટલું કહ્યા વિના ચાલતું નથી કે વર્તમાન જૈન સાહિત્ય સૃષ્ટિમાં આ પુસ્તક એક નમુનારૂપ થઇ પડશે. જો કે બંગાળી મરાઠી તથા હીંદી સાહિત્યની સરખામણીમાં આ પુસ્તક કશી બીસાતમાં નથી, તોપણ જૈન સમાજમાં આ પ્રથમ પહેલ હોવાથી આવા એક પુસ્તક માટે અમે વાસ્તવિક અભિમાન લઈ શકીએ છીએ.

આ પુસ્તકમાં જે ચિત્રો આપવામાં આવ્યા છે, તે માટે અમારે કહેવું જોઇએ કે પુસ્તકના પ્રસંગોને

અનુસરીને બની શકે ત્યાંસુધી આકર્ષક બનાવવાનો અમે પ્રયત્ન કર્યો છે. ચિત્રોની આશાતનાના ભયને લઇને ચિત્રો ન આપવાની અમોને કેટલાકો તરફથી ભલામણ થઇ હતી. પણ ચિત્રકળાને અને સાહિત્યને એવો નજીકનો સંબંધ છે કે એક બીજાને પૃથક્ કરવા એ સાહિત્યના અંગને શિથિલ કરી નાખવા જેવું છે. જૈનેતર સાહિત્ય જે વખતે ચિત્રકળાની ઉન્નતિથી લોકાદર પામતું જાયછે, તે વખતે માત્ર આશાતનાનાં ભયથી ચિત્રકળાનો સદંતર નાશ કરવા તૈયાર થવું એ આપણને કોઇ રીતે છાજતું નથી. આપણા પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો જોવાથી જણાશે કે પૂર્વે આપણા આચાર્યોએ ચિત્રકળાની ખીલવણી માટે પોતાથી બનતું કરવામાં કશી કચાસ રાખી નથી. પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી આપણા ચિત્રસાહિત્ય ઉપર અનેક રંગો ચડવા પામ્યા છે. આ સાહિત્યનો સમાજને લાભ આપવો એ અમારૂં મુખ્ય કર્તવ્ય છે, એમ અમો માનીએ છીએ, અને અમો આશા રાખીએ છીએ કે વિદ્વાન્ સમાજ અમને સંમત થયા વિના રહેશે નહીં. ચિત્રકળા અને સાહિત્ય વચ્ચેનો સંબંધ આ સ્થળે વિસ્તારથી બતાવ્યો હોત તો બહુ ઉપયોગી

થઇ પડત, પણ તે અસ્થાને લેખાય એમ ધારી અમે તે ચર્ચામાં અત્રે ઉતરવાનું યોગ્ય ધાર્યું નથી. "મહાવીર જીવન વિસ્તાર" નામ શા માટે રાખવામાં આવ્યું ? એવો પ્રશ્ન અમોને કેટલાકો તરફથી થયો છે. મહાવીર પ્રભુનું જે જીવનચરિત્ર આ કાળે પ્રચલિત છે; તેમા કોઇપણ પ્રકારનો ઉમેરો કરી જીવનચરિત્ર નો અમે વિસ્તાર કર્યો નથી. પણ જીવનચરિત્રના મુખ્ય-મૂળભૂત સિદ્ધાતો ઉપર વિવેચન કરી, તેમાંથી નૈતિક બોધ શું લેવો જોઇએ તે વિષેજ આ પુસ્તકમા વિચાર કરવામા આવ્યો છે. અને તેથી જીવન વિસ્તારનુ નામ સાર્થક થાય છે, એમ કહેવાની જરૂર નથી.

આ પુસ્તકને જો અમારા જૈન સમાજના વિદ્વાનો, વાંચકો તથા ઉત્તેજકો તરફથી ઉત્તેજન મળશે તો આ પુસ્તકની આવકમાથી આવા બીજા અનેક ગ્રંથો પ્રકટ કરવાની અમે આ પ્રસંગે પ્રતિજ્ઞા કરીએ છીએ.

આપણી કેટલીક સંસ્થાઓ જે પુસ્તકો પ્રકટ કરે છે, તે પુસ્તકોની કીંમત સાથે સરખાવી જોતાં પ્રસ્તુત પુસ્તકની કીંમત કાંઇક વધારે પડતી લાગશે, એવો અમોને ભય રહે છે, પરંતુ તેના ખુલાસામા અમારે માત્ર આજકાલના કાગળના ભાવો તથા ચિત્રોના

ખર્ચ તરફ વાંચકોની નજર ખેંચવા સિવાય બીજું કશું કહેવાપણું રહેતું નથી. તે સિવાય ધાર્મિક પુસ્તક પ્રકાશક સંસ્થાઓને મુનિરાજો જે મદદો અપાવે છે, તેવી મદદનો અમારી પાસે છેક અભાવ હોવાથી અમારે કદાચ આવી ગ્રંથમાળાનું સવિશેષ મૂલ્ય રાખવું પડે તો ગ્રાહકોએ તે ક્ષંતવ્ય તથા સહ્ય ગણવું એજ અમારી અરજ છે.

લી: પ્રકાશક

---

# લેખકની એક યાચના.

એક સંપ્રદાયબદ્ધ સમાજ, અને તેમાં વિશેષે કરીને શ્રદ્ધા એજ જેનું ધાર્મિક જીવન છે, એવા જૈન સાંપ્રદાયિક સમાજ-સમક્ષ પોતાના અભિપ્રાયો સ્વાતંત્ર્ય પૂર્વક રજુ કરવા અને તે સાથે કોઇના હૃદયમાં લેશ પણ ક્ષોભ પ્રકટાવ્યા વિના સર્વને તે એક સરખા રૂચિકર થાય એવી આશા પણ રાખ્યે જવી, એ તદ્દન નિષ્ફળ છે. વસ્તુસ્થિતિ જ્યાં આ પ્રકારની હોય ત્યા વાચકને ગ્રંથનો જે ભાગ પોતાની સાંપ્રદાયિક શ્રદ્ધા સાથે વિરોધયુક્ત ભાસે તે તેમણે લેખક ઉપર દયા કરીને નિભાવી લેવો, એવી યાચના કરવાનો રિવાજ પડી ગયો છે. મને મારા પોતાના સંબંધે તેમ કરવું એ નિરર્થક અને અકારણ દીનતા દર્શાવવા જેવુ જણાય છે ક્ષમા–યાચના માત્ર એજ વિષય પરત્વે હોઈ શકે કે જે વિષય ઉપર કૃતિકાળે કર્તાએ પોતાનો કાબુ ગુમાવી અથવા પોતાના રાગદ્વેષથી બંધાઇને ભૂલ કરી હોય તથા કૃતિ બહાર આવતા સુધી પોતાની સ્પષ્ટ ભૂલ સુધારવાનો તેને પ્રસંગજ ન મળ્યો હોય. મારા સંબંધે તેવુ કશુંજ નથી. તો પછી યાચના

શા માટે ? મને પોતાને આ કૃતિના વિષય સબંધે જે યુક્તિસંગત અને ન્યાય્ય જણાયું તેનો મેં બુદ્ધિ પુરસર અને નિર્ભયપણે અક્ષરરૂપે બહિર્ભાવ શોધ્યો છે. બુદ્ધિ અને શ્રદ્ધાનો વિરોધ, મનુષ્ય-હૃદયના ધર્મોનું નિર્માણ થયું તે કાળનો જુનો છે, અને તેથી જ્યા જ્યાં બુદ્ધિ અને વિવેકના પ્રોત્સાહનને અનુસરવામાં સમાજની શ્રદ્ધાગત રૂઢ ભાવનાને હું સાચવી શકયો ન જણાતો હઉં, ત્યા ત્યા મને ખાત્રી છે કે મારા શ્રદ્ધા-નિર્ભર બંધુઓને તેમની મતારૂઢતાના પ્રમાણમાં જરૂર ક્ષોભ અનુભવાશે. સ્વાતન્ત્ર્યનું સંરક્ષણ અને ક્ષોભનું શમન એ ઉભયનો યુગપત્ આવિર્ભાવ અ-શકય છે. આથી મેં એમજ નિશ્ચય કર્યો છે કે એ ક્ષોભમાથી ઉદ્‌ભવતું પરિણામ-પછી તે ગમે તે હો તે સહી લેવા મારે તૈયાર રહેવું. પરિણામ ભોગવવા હું તત્પર છુ મારા આ પ્રકારના નિવેદનને કોઇ ઉદ્ધત્ત પણાના અર્થમા ગ્રહે તો તે યોગ્ય નથી. કેમકે પો-તાની કૃતિ નિર્ભયપણે બહાર લાવ્યા પછી તેના શુભા શુભ ફળથી નાસી છુટવાનો પ્રયત્ન કરવો એને હું ભીરૂતા સમજુ છું.

વિશેષ તો એમ છે કે આ આખો લેખ એકવાર પ્રથમ માસિક પત્રદ્વારા પ્રસિદ્ધ થયો હતો તેમા કોઇપણ બંધુએ આજસુધી ટીકા, સુચના અથવા સુધારારૂપે કશું સુચવ્યુ નથી હજીપણ કોઇ વ્યાજબી રીતે તેમ કરશે તો તે ઉપકાર પૂર્વક સ્વીકારીશ તેમ કરવામાં દુરાગ્રહ રાખવો સૌજન્યથી ઉલટું છે. મારે આટલું નિવેદન કરવાનો પ્રસંગ એ કારણથી પ્રાપ્ત થાય છે કે પૂર્વે આ પ્રકારના કેટલાએક કિસ્સાઓમાં સંઘ બ્હાર કે શાસન બ્હારનો મિથ્યા ભય દર્શાવી, ' જો હુકમી ' થી કામ લેવામા આવ્યું હતું. મારા પોતાના અંત કરણને એ ભય સ્પર્શી શકતો નથી. કેમકે મારા પોતાના અધિનમતને ખાતર હું મારા બંધુઓ તરફના ગમે તવા વર્તનને સહી લેવા નિરંતર તત્પર રહુ છું.

હવે, જો હું વાચકવર્ગની તરફથી કોઇપણ પ્રકારની ઉદારતાની આશા રાખતો હઉ, તો તે એટલીજ છે કે તેમણે જે કાઇ ઉહાપોહ કરવો હોય તે સભ્યતા અને વિવેકમર્યાદામાં રહીનેજ કરવો. કારણકે એથી સમાજને જે સત્ય પ્રાપ્ત થવા યોગ્ય હોય છે, તે અનાયાસે પ્રાપ્ત થાયછે. એટલા માટે મારે આ યાચનાને અંતે જે કાઇ કહેવાનું છે તે એટલુંજ છે

કે, સમગ્ર લેખની જવાબદારી અને ગુણ દોષનો ટોપલો હું મારે શીરજ રાખુછું, તોપણ ગ્રંથના લેખક કે પ્રકાશક પ્રત્યે કાંઇ કટાક્ષ કે અસભ્યતા ન દાખવતાં, પોતાની ચર્ચામા ઔદાર્યવૃત્તિ તથા વિવેકબુદ્ધિ સાચવી રાખવી, એજ એક મારી વિનિતભાવે યાચના છે.

ભીમજી હરજીવન પરીખ.

# હિત પત્ર.

પુસ્તક–સગ્રહ એજ ઉન્નતિના શિખરે લઈ જવા માટે અપૂર્વ સાધન છે ભલેને અનેક વસ્ત્રો–અલકારો અને ફરનીચરો વગેરે રાચરચીલાઓથી ગૃહ શ્રૃગારવામા આવેલુ હોય પણ જેના ગૃહ મધ્યે વ્યવહારિક અને ધાર્મિક પુસ્તકોનો સગ્રહ જોવામા આવતો નથી, તેનુ ધર શ્મશાન તુલ્ય છે, એમ **પ્રસિદ્ધ વકતા મુનિ ચારિત્રવિજયજી** લખે છે.

---

# હિત બોધ.

" ચોવીશ કલાકમા અનેક કાર્યોમા વખતનો ભોગ આપતા **મનુષ્યો** એક કલાક કે અરધી કલાક પણ વ્યવહારિક કે ધાર્મિક પુસ્તકોનુ વાચન ન કરતા હોય તો તેઓને મનુષ્યના નામથી નહિ બોલાવતા પશુજ ગણવા જોઇએ" એમ **પ્રસિદ્ધ વકતા મુનિ ચારિત્ર** વિજયજી મહારાજ કહે છે.

---

| | | | |
|---|---|---|---|
| જૈન સાહિત્ય સંગ્રહ | ૨–૮–૦ | આત્મઉન્નતિ | ૦ ૧૦ ૦ |
| જૈન ઇતિહાસ | ૦-૧૦ ૦ | પરમજ્યોતિ પંચ વિંશતિ | ૦–૮–૦ |
| પ્રદ્યુમ્ન ચરિત્ર | ૧–૦–૦ | આનંદઘન ચોવીશી અર્થ સહિત | ૧–૦–૦ |
| અભયકુમાર ચરિત્ર | ૧–૪– | | |
| ધમ્મીલકુમાર | ૦ ૧૦ ૦ | આનંદઘનપદ સં ભાવાર્થ | ૨–૦–૦ |
| સુભદ્રા | ૦–૩–૦ | આત્મપ્રબોધ | ૨–૮–૦ |
| ઋષિદત્તા | ૦–૨–૦ | અધ્યાત્મવ્યાખ્યાનમાળા | ૦–૪–૦ |
| ઉત્તમકુમાર નોવેલ | ૦ ૧૦ ૦ | આત્મ શક્તિનો ઉદય | ૦–૩–૦ |
| ધર્મવીર જયાનંદ ભા ૧-૨ | ૨–૦–૦ | પ્રેમથી મુક્તિ | ૦–૮–૦ |
| આનંદ મંદિર | ૧–૪–૦ | પ્રવૃત્તિ નિવૃત્તિ | ૦–૬–૦ |
| શ્રાવક સંસાર | ૦ ૧૨ ૦ | જૈન શશિકાન્ત | ૧–૮–૦ |
| શિયલવતી | ૦–૮–૦ | વિદ્યાચંદ્ર સુમતિ | ૦ ૧૨ ૦ |
| નર્મદા | ૦–૪–૦ | દેવચંદ્ર ચોવીશી અર્થ સ | ૦–૬–૦ |
| શ્રીપાળનો રાસ | ૦–૬–૦ | જૈન ગદ્યાવલી | ૩–૦–૦ |
| મુનિપતિ ચરિત્ર | ૦–૪–૦ | ગુણવર્મા રાસ | ૧–૦–૦ |
| નેમનાથ ચરિત્ર | ૦–૪–૦ | ગુણવર્મા ચરિત્ર | ૧–૮–૦ |
| મલયસુંદરી | ૦ ૧૦ ૦ | ધન્ના શાલિભદ્રનો રાસ | ૧–૦–૦ |
| શાન્તિનાથ ચરિત્ર | ૦–૬–૦ | ચંદ રાજાનો રાસ | ૧–૪–૦ |
| વચનામૃત | ૦ ૧૪-- | કુમારપાળ રાજાનો રાસ | ૦ ૧૨ ૦ |
| યોગદીપક | ૦-૧૪ ૦ | જૈન ધર્મસિન્ધુ | ૩–૦–- |
| પરમાત્મજ્યોતિ | ૦ ૧૨-૦ | જૈન કાવ્યદોહન | ૨–૦–૦ |
| પરમાત્મ દર્શન | ૦-૧૨-૦ | જૈનકાવ્યમાળાભા ૧–૨ | ૧-૧૨-૦ |
| તત્વજ્ઞાન દીપિકા | ૦–૬–૦ | વર્ધમાનદેશના ગુજરાતી | ૨–૦–૦ |
| જૈન રાસમાળા | ૧–૦–૦ | ,, બાળબોધ | ૨–૮–૦ |
| આત્મપ્રદીપ | ૦–૮–૦ | પ્રકરણમાળા | ૧–૮–૦ |
| અનુભવ પચ્ચીશી | ૦–૮–૦ | પંચપ્રતિક્રમણ ગુ૦ મૂળ | ૦–૪–૦ |
| તત્વબિન્દુ | ૦–૪–૦ | ,, ગુ૦ અર્થ સ | ૧–૦–૦ |

| | |
|---|---|
| પંચપ્રતિક્રમણ સૂત્ર. | |
| ,, બાળબોધ મૂળ | ૦ ૧૦-૦ |
| સજ્ઝાયમાળા બાળબોધ ભાગ ૧-૨-૩-૪ | ૧-૮-૦ |
| પૂજા સંગ્રહ બા૦ સચિત્ર | ૧-૮-૦ |
| કુમારવિહાર શતક | ૧-૪-૦ |
| સમરાદિત્ય સંક્ષિપ્ત | ૨-૮-૦ |
| પ્રબંધચિંતામણિભાષાંતર | ૨-૦-૦ |
| પ્રબંધચિંતામણી સંસ્કૃત | ૨-૦-૦ |
| શ્રીમદ્ રાજચંદ્ર | ૩-૦-૦ |
| વૈરાગ્ય શતક ભાષાંતર | ૧-૦-૦ |
| ધર્મ બિન્દુ ભાષાંતર | ૨-૦-૦ |
| આચારાંગ સૂત્ર ભાષાંતર | ૪-૦-૦ |
| ઉત્તરાધ્યયન સૂત્ર-મૂળ સાથે ભાષાંતર ... | ૩-૦-૦ |
| સૂયગડાંગસૂત્ર. ... | ૧-૦-૦ |
| વિપાક સૂત્ર-માત્ર ભાષા | ૦-૮-૦ |
| ઉપાસક દશાંગ સૂત્ર ,, | ૦-૮-૦ |
| નિરયાવલીકા સૂત્ર ,, | ૦-૮-૦ |
| જૈન ગ્રંથાવલી ,, | ૩-૦-૦ |
| જૈન તીર્થાવલી પ્રવાસ. | ૧-૦-૦ |
| શ્રાવિકા ભૂષણ ભા. ૧ | ૧-૦-૦ |
| ,, ૨ | ૧-૦-૦ |
| ,, ૩ | ૧-૦-૦ |
| ,, ૪ | ૧-૪-૦ |
| જૈન સતી મંડળ. | ૧-૦-૦ |
| જૈન શાસન દેવીનો પ્રવાસ | ૧-૦-૦ |

| | |
|---|---|
| દિક્ષા કુમારી ભાગ ૧ | ૧-૪-૦ |
| દીક્ષાકુમારીનોપ્રવાસભા.૨ ,, ૨ | ૧-૮-૦ |
| તત્વ ભૂમીમા પ્રવાસ | ૧-૨-૦ |
| તત્વ ચિંતામણિ. | ૦-૧૨-૦ |
| સામ્યશતક૦ | ૦-૫-૦ |
| જૈન લગ્ન વીધી | ૦-૪-૦ |
| શ્રેણીક ચરિત્ર | ૦-૯-૦ |
| વાર્તા વૃક્ષ | ૦-૧૨-૦ |
| મોક્ષમાળા | ૦ ૧૨-૦ |
| શ્રી બુદ્ધિસાગર સૂરિકૃત કવ્વાલી સંગ્રહ | ૦-૧૨-૦ |
| ગુરૂબોધ. .. | ૦-૪-૦ |
| ગુરૂદર્શન ... | ૦-૬-૦ |
| સુધારસ સ્તવનાવળી ,, ૧-૨-૩-૪ | ૦-૪-૦ |
| રસિક સ્તવનાવળી ભાગ ૧-૨-૩-૪ | ૦-૪-૦ |
| લાવણી સંગ્રહ | ૦-૪-૦ |
| છંદ સંગ્રહ | ૦-૨-૦ |
| ગુહલી સંગ્રહ | ૦-૪-૦ |
| હંસવિનોદ રસિક સ્તવન સંગ્રહ ... | ૦-૧૨-૦ |
| જૈનકાવ્ય પ્રવેશ રસિક સ્તવનો ... | ૦-૬-૦ |
| પ્રતિમા મંડન સ્તવન | ૦-૨-૦ |
| અંજના સતીનો રાસ | ૦-૨-૦ |

| | | | |
|---|---|---|---|
| અદ્દભુત સુદષ્ટાંતમાળા | ૦—૮—૦ | વિવેકવિલાસ ભા. ૧ લો | ૦—૮—૦ |
| અધ્યાત્મશાન્તિ | ૦—૩—૦ | " " ૨ જો | ૦—૧૨—૦ |
| મનોરમા ... | ૧—૦—૦ | જિનપૂજા મહોદધિ | ૫—૦—૦ |
| ગુરૂશિષ્ય સંવાદ | ૦—૪—૦ | શુકનશાસ્ત્ર | ૧—૦—૦ |
| અમરકોષ ભાષાંતર | ૨—૦—૦ | ગુણવિલાસ | ૧—૪—૦ |
| **હીંદી ભાષામાં જૈન પુસ્તકો.** | | ચીકાગો પ્રશ્નોત્તર | ૧—૦—૦ |
| અજ્ઞાન તિમિર ભાસ્કર | ૨—૮—૦ | જૈનભાનુ | ૦—૬—૦ |
| જૈનસંપ્રદાય શિક્ષા | ૩—૮—૦ | ભીમજ્ઞાન | ૦—૬—૦ |
| વૈદ્ય દીપક જૈન | ૭—૦—૦ | જૈનધર્મશિષ્ય પ્રશ્નોત્તર | ૦—૮—૦ |
| મહાજન વંશ મુક્તાવળી | ૧—૮—૦ | શ્રાવકવ્યવહારાલંકાર | ૧—૮—૦ |
| પ્રમાણનયતત્વ લોકાલંકાર ભાષાંતર ... | ૩—૦—૦ | જિનાજ્ઞાવિધિ પ્રકાશ | ૦—૧૨—૦ |
| રત્નસમુચ્ચય રામવિલાસ | | **અદ્દભુત નવલ કથાઓ** | |
| અથવા રત્નસાગર | ૫—૮—૦ | વાર્તાશિક્ષ | ૦—૧૨—૦ |
| પુરૂષાર્થ સિધ્ધ્યુપાય ભા ટી | ૧—૦—૦ | રાજ્યના રિપુ ભા ૧—૨ | ૨—૪—૦ |
| પંચાસ્તિકાય ભા સંસ્કૃત | | નિર્દોષ હેમકળા સચિત્ર | ૧—૮—૦ |
| ટી આવૃત્તિ બીજી | ૨—૦—૦ | શીલા | ૧—૪—૦ |
| જ્ઞાનાર્ણવ ભા. ટી. | ૪—૦—૦ | પૃથિરાજ ચહુઆણ | ૧—૦—૦ |
| બુહદ્ દ્રવ્ય સંગ્રહ ભા ટી. | ૨—૦—૦ | એમ. એ બનાકે કયો મેરી મિટ્ટી ખરાબ કી ? | ૧—૮—૦ |
| દ્રવ્યાનુયોગતર્કણા | ૨—૦—૦ | ભારતનુ ભવિષ્ય | ૨—૦—૦ |
| સભાષ્યતત્વાર્થાધિગમ | | ચમત્કારી ૩ પેટી | ૧—૦—૦ |
| સૂત્રમ્ ... | ૨—૦—૦ | પાવાગઢનો પ્રલય | ૨—૦—૦ |
| સ્યાદ્વાદમંજરી સંસ્કૃત | | શુકનપ્રભા ચરિત્ર | ૧—૮—૦ |
| ભા ટી. | ૪—૦—૦ | મુદ્રા અને કુલીન | ૧—૪—૦ |
| કુમારપાળ ચરિત્ર. | ૦—૬—૦ | સુબોધચંદ્ર | ૦—૮—૦ |
| ગોમ્મટસાર | ૨—૦—૦ | ઘાસીરામ કોટવાલ | ૦—૮—૦ |
| પ્રવચનસાર | ૩—૦—૦ | વ્યવહાર વ્યવસ્થા | ૧—૮—૦ |

# ભૂમિકા

**પ્રભુના અવતરણનું મહત્વ**

મહાવીર પ્રભુના અવતરણનું મહત્વ શેમાં સમાએલુ હતુ, અથવા જે સમાજ કે દેશમા તેઓ અવતર્યા હતા, તેમનું કલ્યાણ સાધવા માટે કેવા વિઘ્નોની સામે તેમને થવાનું હતુ તે ઉપર પ્રસગોપાત આપણે દ્રષ્ટિ ફેરવવી જોઇએ. આ વિશ્વક્ષેત્ર ઉપર દૈવી અને જગદુદ્ધારક તનુઓના પ્રાદુર્ભાવમા પ્રવર્ત્તતા અનેક નિમિત્તોનું અવલોકન કરતાં જણાય છે કે જ્યારે સમાજ અથવા પ્રજાનો એક બળવાન્ અને સત્તાધારી વિભાગ પોતાના સ્થૂલ સ્વાર્થનુ રક્ષણુ કરવા માટે અસત્ય અને અધર્મનો પક્ષ લઈ, પોતાથી અલ્પ શક્તિમાન્ વિભાગને સત્યથી વંચિત રાખે છે ત્યારે તે આક્રમિત અને પરાજીત થયેલ સત્યની ભસ્મમાથી એક એવું દિવ્ય સ્પુલીંગ પ્રકટે છે કે જેની પ્રખર જ્વાળામાં આખરે અધર્મ અને અનીતિનો લય થાય છે અને તેમ હોવાથી એ દિવ્ય સ્પુલીંગમાં–એ દિવ્ય વિભૂતિના પ્રાદુર્ભાવમાં જેટલો નીતિનો નહીં તેટલો અ-

નીતિનો, અને ધર્મનો નહીં તેટલો અધર્મનો ફાળો હોય છે. પરાભવ પામેલા સત્યને તેના મૂળ ગૌરવયુક્ત સ્થાન ઉપર પ્રતિષ્ઠિત કરવા અર્થેજ મહાપુરૂષોનું અવતરણ હોય છે. દૈવી અને આસુરી સત્વોના વિગ્રહમાં જ્યારે આસુરી તત્ત્વ પોતાના ઉચ્ચ પ્રકારના સ્થૂળ બળના પ્રભાવથી દેવી સત્યને દબાવી દે છે, અને પોતાનું અધર્મશાસન પ્રવર્ત્તાવે છે ત્યારે તેના પ્રતિશાસક તરીકે દૈવી સત્વનો પક્ષ લઇ અસત્યનું નિકંદન કરવા માટે કુદરતના ગર્ભાગારમાથી એક અમોઘ વીર્યવાન્ આત્મા જન્મે છે આ મહા સત્વને લોકો "અવતાર" ની સંજ્ઞા આપે છે. (તેવા પુરૂષોના અવતરણનો હેતુ, જગતની સર્વદેશીય પ્રગતિના અવરોધક કારણોને દૂર કરવાનો હોય છે **મહત્તા** એ એકલા **સામર્થ્ય**ને લઇને નથી, પણ વિઘ્નોનો પરિહાર કરવામા તે સામર્થ્યનો જે ઉપયોગ થાય છે તેને લઇને છે અને તે પણ જેટલા પ્રબળ અતરાયો અને પ્રતિબધો સામે લડવામા તે વપરાયું હોય તેટલા પ્રમાણમાજ છે. જગતમાં જે જે મહાન્ પુરૂષો મહત્તા પ્રાપ્ત કરી ગયા છે, તે માત્ર તેમના અંતર્ગત સામર્થ્યના પ્રભાવથીજ નહીં,

પણ તે સામર્થ્યને અધર્મની સામે વિરોધમા રોકી આખરે અધર્મને પરાસ્ત કરવાથી જ ગણાયા છે. જે સામર્થ્ય કાર્યશૂન્ય છે, તેની જગત્‌ને ખબર જ પડતી નથી. કહેવાનો આશય એટલો જ છે કે મહાપુરૂષોના મહત્વનું ઉપાદાન "અધર્મ અથવા, અસત્યની સામે લઢવામાં પોતાના સામર્થ્યનો કરેલો ઉપયોગ" છે. વસ્તુત: એ મહાન્ આત્માઓને આ- કર્ષનાર અધર્મ નથી. પણ અધર્મનું પ્રાબલ્ય જ્યારે સત્યના સ્વરને ગુંગળાવી નાખે છે, ત્યારે તે વખતે દુ:ખાર્ત્ત થયેલા સત્વનો અંતપુકાર તે મહાત્માને સાદ કરે છે. છતા મહાજનોનું ખરૂં મહત્ત્વ, અધર્મ- અસત્ય અને અનીતિનેજ આભારી છે. **રામ**ની મહત્તા **રાવણ**ના અધર્મથીજ બંધાયેલી છે. કૃષ્ણનુ ઐશ્વર્ય **કૌરવો**ની અનીતિથીજ જગતને સ્પષ્ટ થવા પામ્યું છે. એજ પ્રમાણે પ્રવૃત્તિના પ્રત્યેક ક્ષેત્રમાં જે જે પુરૂષોએ કાંઇ પણ મહત્તા પ્રાપ્ત કરી છે તે, તે તે ક્ષેત્રમાં રહેલા હલકા સત્વનો પરાજય કરવાથી જ પ્રાપ્ત થયેલી છે. મહત્તાનું-મહાવીરતાનું આ ધોરણ દ્રષ્ટિમા રાખી, **મહાવીર** પ્રભુનુ મહત્ત્વ શામા રહેલું છે, એ અવલોકવાનો પ્રસંગ પ્રસ્તુત પુસ્તકમાં લીધો છે.

હવે, મહાવીર સ્વામીએ કઇ અનીતિ તથા અ
સત્ય સામે લડત ચલાવી, અને
**આવશ્યક અને** જગતમાં કયા આવશ્યક તથા ઉપ-
**ઉપકારક તત્વની** યોગી તત્ત્વો દાખલ કર્યા, તે જોઇ
**પ્રતિષ્ઠા** જવુ જોઇએ ૨૫૦૦ વર્ષ પહેલાં
**આર્યાવર્ત્તની** ધર્મભાવનામા મહાન્
પરિવર્ત્તન શરૂ થયું હતું. ઉપનિષદ્ અને ગીતાના વિશુદ્ધ તત્ત્વો લુપ્તપ્રાય થયા હતા, અને તેનું સ્થાન માત્ર અર્થહીન આચારો, હેતુશૂન્ય વિધિઓ અને કંટાળાભરેલી ક્રિયાઓની પરંપરાએ લીધુ હતું. પારમાર્થિક રહસ્યની છેક જ વિસ્મૃતિ થઇ હતી, અને દેવ-દેવીઓની સંખ્યા એટલી ઝડપથી વધતી ચાલી હતી કે તે સર્વને સંતુષ્ટ રાખવાના મહાન્ બોજામાં મનુષ્યોને પોતાના આત્મકલ્યાણનો અવકાશ જ રહેનો નહોતો. જે ગૌરવ, જે સન્માન અને જે મહત્ત્વ, પોતાના ગુણુ અને કાર્યના પ્રભાવથી પૂર્વે સ્વીકારાતા હતા, તે હવે બ્રાહ્મણો પોતાના પરંપરાગત હક્ક તરીકે ગણુવા લાગ્યા હતા. જ્ઞાતિની મર્યાદાઓ અત્યંત સાંકડી થઇ ગઇ હતી, અને સ્થૂળ કીમતના બદલામાં બ્રાહ્મણો લોકોને પારમાર્થિક શ્રેયની લાલચ

આપી, તેમની વતી ક્રિયાકાંડમાં પ્રવર્તતા હતા. સમાજની શ્રદ્ધાને અધમ રસ્તા ઉપર ઘસડવામા આવતી હતી, અને તેનો અણુઘટતો લાભ તે કાળના બળવાન્ વિભાગે–બ્રાહ્મણોએ લેવા માંડયો હતો. ધર્મભાવનાનું જીવંતપણું વિલુપ્ત થઇ માત્ર સંપ્રદાયનું સાંકડાપણું અને ક્રિયાકાડની જડતા અવશેષ રહી હતી પ્રભુ **મહાવીર**ના કાળથી પાંચસેં વર્ષ ઉપર લગભગ આવી જ વસ્તુસ્થિતિ હતી. પ્રભુની વિદ્યમાનતામા પણ ખેદ ઉપજાવે તેવા યજ્ઞ–યાગો પુર જોસથી ચાલતા હતા છતા સોભાગ્યનો વિષય એ હતો કે તે કાળે કેટલાક સમજુ ઋષિઓ એવી ક્રિયાઓનુ તુચ્છપણુ સ્પષ્ટરૂપે જોઈ શકયા હતા, એટલું જ નહી પણ પારમાર્થિક શ્રેય માટે તેનુ–ક્રિયાકાડોનુ નિરૂપયોગીપણુ, સમાજને દર્શાવી આપ્યુ હતું, અને તેમણે ઉપનિષદોની રચના કરી તેના રહસ્યો ભણી તેમનું લક્ષ ખેચ્યું હતું. અસંખ્ય ન્હાનાં–મ્હોટાં દેવોને હડસેલી પાડી, તેનું સ્થાન સમસ્ત નિસર્ગનું મહારાજ્ય, જે એક પરમ તત્ત્વવડે વ્યાપી રહ્યુ છે, તેને આપવામા આવ્યું હતુ વરૂણ, અગ્નિ, સૂર્ય વિગેરે અનેક સત્વોને પ્રસન્ન રાખવા

અને તેઓ જગતના વ્યવહારમાં ડખલ ન કરે તે માટે યજ્ઞાદિકથી સંતોષવાનો પ્રચાર, પરમબ્રહ્મની વિશુદ્ધ ભાવનાના બળવાન્પણાથી ગૌણુપણાને પામ્યો હતો, અને તેથી બ્રાહ્મણોની વૃત્તિના સ્વાર્થી અંશને આઘાત પહોચવા પામ્યો હતો. તેમ છતાં પણ ઉપનિષદ્ના રહસ્યોથી સમાજના ડાહ્યા અને પ્રગતિશીલ વિભાગ ઉપર એવી ઉત્તમ અસર થઇ હતી કે ઘણા કાળ પર્યંત યજ્ઞાદિક ક્રિયાકાંડનું જોર પ્રવર્તી શકયું નહી સમાજનું લક્ષ, પ્રાકૃતિક સત્વોને ખાસ કરીને સંતુષ્ઠ રાખવા, તેના કરતા પારલૌકિક જીવન અને આત્માના સ્વરૂપ સંબંધે, બહુ આવેગ પૂર્વક આકર્ષાયુ હતું. છતા એ સ્થિતિ ઘણો કાળ નભી શકી નહીં. લગભગ ત્રણસે-ચારસેં વર્ષ સુધી તેની અસર ન્યૂનાધિકપણે રહી, પણ **મહાવીર** દેવના આવિર્ભાવ કાળે તે જરી-પુરાણા સત્ત્વો-સામર્થ્યો પાછા બળમાં આવી ગયા હતા. તાત્ત્વિક વિભાગ તરફ લોકોની રૂચી મંદ પડી ગઇ હતી. ધર્મગુરૂઓ લાચ-રૂશ્વત લઇ સ્વર્ગ અને મોક્ષ સુધીનો પરવાનો આપવાની ધૃષ્ટતા બતાવવા લાગ્યા હતા. શાસ્ત્રાભ્યાસ કે સ્વતંત્ર વિચારણા માટે બ્રાહ્મણો સિવાય કોઇને

પણ અધિકાર હોય એમ મનાતું જ નહોતું. યજ્ઞાદિક કર્મના અધિકાર માટે બ્રાહ્મણો, ક્ષત્રીઓ, અને વૈશ્યો વચ્ચે જબરી તાણાતાણી ચાલી રહી હતી. આચાર-વિચારના નિયામક સૂત્રોમાંથી અર્થ ઉડી ગયો હતો, અને માત્ર શબ્દના ખાલી ખોખા પડયા રહ્યાં હતાં, સમયના બદલાવા સાથે આચાર પણ બદલાઇ જવાથી, આખો આચારકાંડ, ગંધાતા જળના ખાબોચીયા જેવો બની ગયો હતો આત્માના ચાલ્યા ગયા પછી, પાછળ પડી રહેલા પીંજરના જેવી સ્થિતિ પ્રત્યેક સ્થળે પ્રવર્તતી હતી. મતલબ કે ઉન્નતિક્રમ અને પ્રગતિશીલતાના ચક્રો, જુના વિચારના કીચડમાં એટલી હદે ખુંચી ગયા હતા કે તેને પાછા સડક ઉપર ચાલતી સ્થિતિમા મુકવા માટે એક વીર આત્માના અવતરણની ચોતરફ એક સરખી આશા થી રાહ જોવાતી હતી.

મહાવીર પ્રભુના આવિર્ભાવ કાળે કેવી વસ્તુસ્થિતિ વર્તતી હતી તેનું વર્ણન મી. દત્ત આ પ્રમાણે આપે છે.

Such was the state of things in India, in the sixth century before Christ Religion in its true sense had been replaced by forms

Excellent social and moral rules were dis figured by the unhealthy distinctions of caste, by exclusive previledges for Brahmins, by cruel laws for Sudras Such exclusive caste previledges did not help to improve the Brahmans themselves As a community they became grasping and covetous, igno rant and pretentious until Brahman Sutra karas themselves had to censure the abuse in the strongest terms For the Sudras, who had come under the shelter of the Aryan religion, there was no religious in- struction, no religious observance, no social respect Despised and degraded in the community in which they lived, they sighed for a change and the invidious distinction became unbearable as they increased in number, pursued various useful industries, owned lands and villages and gained in influence and power. Thus society, was held in cast-iron moved which it had long out- grown, and the social, religious and legal

literature of the day still proclaimed and upheld the cruel injustice against the Sudra, long after the Sudra had become civilized and industrious, and a worthy member of society

અર્થાત્—" ૨૫૦૦ વર્ષ પહેલા આર્યાવર્તની સ્થિતિ આવી હતી-ધર્મની યથાર્થ ભાવનાનો નાશ થઇ તેનું સ્થાન અર્થહીન આચાર-વિચારે લીધું હતું. ઉત્તમ સામાજીક અને નૈતિક નિયમો, દુષ્ટ જ્ઞાતિભેદથી અને બ્રાહ્મણો માટે ખાસ હક અને શુદ્રો માટે ઘાતકી ધારાઓથી, વિકૃત થયા હતા. આવા જ્ઞાતિજન્ય વિશેષ અધિકારથી બ્રાહ્મણોની સ્થિતિ ઉલટી બગડવા પામી. આખા સમાજ તરીકે તેઓ એટલી હદે લોભી અને લાલચુ, અજ્ઞાન અને અભિમાની બની ગયા કે બ્રાહ્મણ સુત્રકારોને પણ આ વસ્તુસ્થતિની ઘણી સખ્ત ભાષામા ઝાટકણી કાઢવી પડી હતી. શુદ્રો કે જેઓએ આર્યધર્મના છત્ર તળે આશ્રય લીધો હતો તેમને માટે ધાર્મિક શીક્ષણ અને વ્રતક્રિયાનો નિષેધ હતો. સામાજીક સન્માન તેમને માટે મુદલ ન્હોતું. જે સમાજમા તેઓ વસતા હતા તેમના તરફથી તિરસ્કાર અને ધિક્કાર પામવાથી તેઓ

કાંઈક પરિવર્તન માટે આતુરતાથી રાહ જોતા હતા, અને જેમ જેમ તેઓની સંખ્યા વધતી ચાલી, ઉપયોગી હુન્નર, ઉદ્યોગમાં પ્રવિષ્ટ થતા ગયા, જમીન અને ગામોના માલેક બનતા ગયા, અને તેમનો પ્રભાવ અને સત્તા વિસ્તરતા ગયા, તેમ તેમ આવી દ્વેષયુક્ત જ્ઞાતિભિન્નતા તેમને અસહ્ય થતી ગઈ આ પ્રમાણે આખો સમાજ વજ્રતુલ્ય દૃઢ ખોખામાં ગોંધાઇ રહ્યો હતો. શુદ્રો સભ્યતા અને ઉદ્યોગમાં આગળ વધવા છતા અને સમાજના સભ્ય તરીકે લાયક થવા છતા તે કાળનુ સામાજીક, ધાર્મિક અને કાયદા સંબંધીનુ સાહિત્ય તેમના પ્રત્યે અધમ અન્યાય વર્તાવી રહ્યું હતુ."

ઉન્નતિના આવા અવરોધક કારણો દૂર કરવા માટે એક પ્રબળ શક્તિમાન્ વીર આત્માના પ્રાદુર્ભાવની જરૂર હતી. ઘણા કાળના એકત્ર થયેલા કચરાના ઢગલાઓને ઝાડી કાઢ્યા વિના, સમાજથી એક પગલું પણ આગળ વધાય તેમ નહોતું જીવનના આત્મિક અંશોને મૂર્ચ્છાવસ્થામાથી પાછા ચેતનવંત કરવા માટે એક જીવનપ્રદ અમીપ્રવાહની આવશ્યક્તા હતી. તે કાળે જીવન વ્યવહાર તદ્દન પ્રાકૃત કોટીનો થઇ ગયો

હતો. અને તેથી લોકોની લાગણીનું બળ થંડું થઇ જવાથી પરમાર્થ પ્રવૃત્તિનો વેગ શિથિલતાને પામ્યો હતો. ક્રિયા, રૂઢી અને અર્થહીન મંતવ્યોના પ્રાબલ્ય-થી સામાજીક જીવનમાં એક માર્ગીપણું (monotony) વ્યાપી ગયું હતું. લોકહ્રુદયની કરમાઇ ગયેલી ઉચ્ચ વૃત્તિઓને પુનઃ પ્રફુલ્લ કરવા માટે વૃષ્ટિની રાહ આ-તુરતાપૂર્વક જોવાતી હતી. ધર્મ ભાવનાના નાશ સાથે પ્રજા-જીવનની સમસ્ત ભાવનાઓને આઘાત પહોંચ્યો હતો. આ બધા અંતરાયોને તોડવા માટે એક વિશિષ્ટ શક્તિનું પરિસ્ફોટન થવુ જ જોઇએ.

આ વિકટ મામલામાં, સાહિત્ય સમ્રાટ ડૉ. રવીં-દ્રનાથ ટાગોર કહે છે તેમ Mahavir proclaimed in India the message of salvation that religion is a reality and not a mere social convention, that salvation comes from taking refuge in that true religion, and not from observing the external ceremonies of the community,-that religion can not regard any barrier between man and man as an eternal verity Wondrous to relate, this teaching rapidly overtopped the barriers

of the race's abiding instinct and conquered the whole country. For a long period now the influence of Kshatriya teachers completely suppressed the Brahmin power

અર્થાત્—" મહાવીરે ડીંડીમ્ નાદથી એવો મોક્ષનો સંદેશ હીંદમાં વિસ્તાર્યો કે, ધર્મ એ માત્ર સામાજીક રૂઢી નહીં, પણ વાસ્તવિક સત્ય છે. મોક્ષ એ સાંપ્રદાયિક બાહ્ય ક્રિયાકાંડ પાળવાથી મળતો નથી પણ સત્ય ધર્મના સ્વરૂપમાં આશ્રય લેવાથી પ્રાપ્ત થાય છે, અને ધર્મમાં મનુષ્ય અને મનુષ્ય વચ્ચેનો ભેદ સ્થયી રહી શકતો નથી. કહેતાં આશ્ચર્ય ઉપજે છે કે આ શીક્ષણે, સમાજના હૃદયમા જડ ઘાલીને બેઠેલી ભાવનાઓ રૂપી વિઘ્નોને ત્વરાથી ભેદી નાંખ્યા, અને આખા દેશને વશીભૂત કર્યો। ત્યારપછી ઘણા કાળ સુધી આ ક્ષત્રીય ઉપદેશકોના પ્રભાવ–બળથી બ્રાહ્મણોની સત્તા અભિભૂત રહી હતી. "

પ્રભુએ દેશની પ્રચલિત ભાષામા સાદી અને સરળ રીતે સત્યના પ્રભાવને જનહૃદયમા અંકિત કર્યો, અને આત્મધર્મના સ્વરૂપને તેના ગૌરવ સ્થાન ઉપર પ્રતિષ્ઠિત કરી, લોકોને ઘણા કાળની મોહનિદ્રામાંથી જગાડયા. પ્રભુ જાણતા હતા કે સમાજ ઉપર ખરી

અસર બ્રાહ્મણો દ્વારા જ થઈ શકશે. કેમકે તે જમાનામાં તેમનું જોર પ્રબળપણે વર્તી રહ્યું હતું. તેથી તેમણે પોતાના પ્રભાવનો પ્રથમ ઉપયોગ તે કાળના મુખ્ય અને વિદ્વાન્ બ્રાહ્મણોને પોતાના પક્ષમા લેવામાં કર્યો. જૈન ગ્રંથોમાં ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ આદિ અગ્યાર સુવિખ્યાત બ્રાહ્મણે એ પ્રભુ આગળ દીક્ષા લીધાની જે હકીકત અસ્તવ્યસ્ત આકારમા આ કાળે રહેવા પામી છે તે એ જ વાતનુ સમથન કરે છે કે, પ્રભુએ સર્વથી પ્રથમ જેનાવડે સમાજની પ્રગતિ અવરોધ પામી હતી તેવા બ્રાહ્મણોને પોતાના પક્ષમા લેવા ઉદ્યોગ કર્યો હતો. પ્રભુના અગીઆર ગણધરો પ્રથમ ક્રિયાકાડી બ્રાહ્મણો હતા અને પ્રભુના ઉપદેશથી અનુરજીત થઇ, પોતાના મોટા શિષ્ય સમુદાયો સહિત તેમના શરણે આવ્યા હતા.

તે પછી ઘણા કાળ સુધી પ્રભુનું પ્રવર્તાવેલું શાસન વિજયવંતુ-ચેતનવંતુ રહ્યું. તેમણે મુક્તિનો અધિકાર મનુષ્ય માત્રને માટે સરખા હકથી સ્થાપિત કર્યો. પુરૂષો અને સ્ત્રીઓ માટે સુમર્યાદિત સુઘટિત અને ઉત્તમ વ્યવસ્થાપુરસર મઠોની સ્થાપના કરી. અને લોકોના રાગદ્વેષ સ્વચ્છંદે ન દોરાઇ જાય તે માટે વિકટ આચારમાર્ગની ઘટના કરી.

પ્રભુના ઉપદેશ-સ્વરૂપની મિમાંસામાં ઉતરવાનું અમોએ યોગ્ય ધાર્યું નથી, છતા એટલું કહેવું જોઇએ કે તેમણે તે કાળમાં મુખ્ય બે વાત ઉપર વધારે ભાર મુકી તેની અસર સમાજ ઉપર દૃઢપણે વિસ્તારી હતી (૧) પ્રાણી માત્રને જીવવાનો એક સરખો હક્ક છે, માટે "જીવો અને જીવવા દો" ( Live and let live ) નો સિદ્ધાંત અને (૨) પોતાના કલ્યાણ માટે કોઈ ઇતર બાહ્ય શક્તિ ઉપર કે તેના પ્રસાદ ( favour ) ઉપર આધાર કે અપેક્ષા ન રાખતા સ્વશક્તિનું અવલંબન લેવાનો સિદ્ધાંત. આ બે સત્યોના પ્રકાશનની તે યુગમાં અત્યંત જરૂર હતી. જો કે તે સત્યો તદ્દન સાદા અને એક બાળકથી પણ અજ્ઞાત ન રહી શકે તેવા સર્વવિદિત છે, તો પણ જ્યારે તેવી સદ્ ભાવનાઓનો લોપ થવા બેઠો હોય છે, ત્યારે આખા દેશ બલ્કે આખા જગતને ઘણીવાર તેનું એક સાથે વિસ્મરણ થઇ જાય છે અથવા બીજી પ્રબલ વિરોધી ભાવનાઓની સત્તામાં તે દબાઇ જાય છે. તે કાળે પણ તેમજ થવા પામ્યું હતું. લોકો આત્મ કલ્યાણના મુખ્ય નિશ્ચયોની અવગણના કરી, પોતાના હિત સાધન તરીકે નાના

મોટા અસંખ્ય દેવ દેવીઓને સંતુષ્ટ રાખવા માટે પ્રાણી હિંસાયુક્ત યજ્ઞ યાગાદિકની ભ્રમજાળમાં પડયા હતા. આ હિંસાપ્રધાન ધર્મને નામે ચાલતી ક્રિયાઓ સામે મહાવીરે સખ્ત લડત ચલાવી જીવ દયાનો સિદ્ધાંત ફેલાવ્યો, જે માટે અનંત મુંગા પ્રાણીઓ પોતાની મુક વાણીમાં આજે પણ તે પ્રભુનો ઉપકાર ગાય છે.

લેખક.

---

## ઉપકાર-પ્રસંગ.

આ પુસ્તક સજ્જન વાચકોના કરકમળમા મૂકના પહેલા, જે જે ગૃહસ્થોએ અમોને અમારા આ કાર્યમા સહાય આપી ઉત્તેજીત કર્યા છે, તેમનો, તથા અગાઉથી પુસ્તકના ગ્રાહક થઇ ઉત્તેજન આપ્યુ છે તેમનો ઉપકાર માનવાનો આ પ્રસગ અમો જતો કરી શકતા નથી—

શ્રીયુત વાડીલાલ મોતીલાલ શાહે આ પુસ્તકમાના ચિત્ર-પ્રસગો ગોધી આપવા માટે તથા તેનુ રેખાસુચન કરવા માટે જે શ્રમ લીધો છે, તે અથ તેમનો તથા શ્રીયુત મોહનલાલ દલીચદ દેસાઇનો અત કરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ.

શ્રીયુત માસ્તર કાનજી કરમશી શાહ-મુંબઇ, શ્રીયુત ચત્રભુજ દેરાઘ-કચ્છ-જખૌંવાળા, હાલ કોચીન, તથા શ્રીયુત ભાણજી પાશવીર કચ્છ-તેરાવાળા, હાલ પાચોરા, અને શેઠ શામજી વીરજી કચ્છ-નળીયા વાળા, ઇત્યાદિ માનનીય સદ્‌ગૃહસ્થોએ આ પુસ્તકનો બહોળો ફેલાવો કરવા જે શ્રમ લીધો છે, તે બદલ અમો ચિરકૃતજ્ઞ છીએ, એમ કહ્યા સિવાય રહી શકતા નથી

આ સિવાય પ્રેસવાળા મેનેજર તથા ચિત્રકાર વિગેરે એ ટુંકી મુદતમા અનેક પ્રકારની તૈયારીઓ અમોને કરી આપી, તે માટે પણ અમે તેમનો આભાર માનવાને યોગ્ય ધારીએ છીએ

લી પ્રકાશક.



# શ્રી મહાવીર જીવન-વિસ્તાર.

જે મહાયોગીના યોગસામર્થ્યની આરંભક પ્રેરણાવડે ગતિમાન થયેલું શાસનચક્ર આજે ૨૪૦૦ વર્ષથી અનેક મહાભાગ જીવોના ઉદ્ધારનું નિમિત્ત થયેલું છે, અનેક ભવ્ય જીવોને શ્રદ્ધા, શાંતિ અને આશ્વાસન પ્રબોધી રહ્યું છે, અને હજી ભાવિમાં તેની ગતિના વેગ પર્યંત અનેક પ્રાણીઓને પરમ પથમાં દોરી જવા નિર્માએલું છે, તે વર્તમાન શાસનના આદ્યદ્રષ્ટા, પરમયોગી, સિદ્ધાર્થકુલકિરિટ, શ્રી મહાવીર પ્રભુને આ કાર્યના આરંભમા, ત્રિકરણયોગે સાષ્ટાંગ પ્રણુતિ પરંપરા સમર્પું છું.

ઘણા મહા પુરૂષોના જન્મ સંબધે તેમના અનુયાયી સમાજે પાછળથી ઘણી અશ્રદ્ધેય બાબતો દાખલ કરેલ હોય એમ જોવામા આવે છે. જેસસક્રીસ્ટ, કૃષ્ણ, મહાવીર, વિગેરે મહાન્ ધર્મ પ્રવર્ત્તક પુરૂષોના જન્મના વ્યતિકરની આસપાસ તેમના ભક્તજનોની શ્રદ્ધાએ પાછળથી એવું અદ્દભૂતપણાનું વાતાવરણ જમાવેલું છે કે તેવી વાતોને આ બુદ્ધિવાદનો યુગ સત્ય માને એ અસંભવિત છે. જેસસના જન્મ

સંબધે તેમની માતા "મેરી"ને કન્યાવસ્થામા ગર્ભ રહ્યો હતો શ્રી કૃષ્ણના શરીરને, જન્મતાં જ દૈવી સહાયથી, જયાં પક્ષી પણ ન જઈ શકે તેવાં સ્થાનમાં લઇ જવામાં આવ્યું હતું. તેજ પ્રકારે શ્રી મહાવીર પ્રભુના સંબંધે પણ એમ બનેલું શાસ્ત્રો કહે છે કે દેવાનદા નામની સ્ત્રીના ઉદરમાંથી સૌધર્મ દેવલોકના ઇન્દ્રે, તે પ્રભુના ગર્ભ-શરીરનું હરણ કરી તેમને ઇક્ષ્વાકુ કુળના સિદ્ધાર્થ નૃપતિની પટ્ટરાણી ત્રિશલાદેવીના ગર્ભમાં સ્થાપ્યો અને ત્રિશલાદેવીના ગર્ભને દેવાનંદાના ઉદરમા સ્થાપ્યો

આવા અલૌકિક વ્યતિકરોને સિદ્ધ કરવા પ્રયત્ન કરવો અથવા તેમ થવું સંભવિત છે એમ જણાવવાની આ વિજ્ઞાનના યુગમા હીંમત ધરવી એ ડહાપણભર્યું નથી જે વાતને મનુષ્યની બુદ્ધિ શકયતા અથવા સભવનીયતાના પ્રદેશનાં બહાર ગણે છે તે વાતને માત્ર શ્રદ્ધા અને શાસ્ત્રના વાકય ઉપર નિર્ભર રહી ઠસાવવા પ્રયત્ન કરવો એ અયોગ્ય છે, છતાં જેઓની મતિ અસામાન્ય અને દૈવી સત્તાના કાર્યમાં શ્રદ્ધાવાળી છે તેમને માટે, ઉપરોક્ત ગર્ભાતરની બી-

નામાંથી એક ઉત્તમ સાર પ્રકટે છે. તે એ છે કે મહાવીર પ્રભુએ પૂર્વ ભવમાં મરિચિના જન્મમાં પોતાના કુળ સંબંધી ગર્વ કર્યો હતો તેથી તેમને ભિક્ષુકના ઘરે ગર્ભમાં રહેવું પડયું હતું. મદ, અહંતા, અભિમાન એ એક એવો ભાવ છે કે જ્યારે તે મનુષ્ય હૃદયમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તેના ઉચ્ચ પદ ઉપરથી ભ્રષ્ટ થઇ તે આત્મા નિકૃષ્ટસ્થાનની સ્થિતિ ઉપાર્જે છે. કાર્યની સાથે તેનું ફળ, પ્રયત્નની સાથે તેનું પરિણામ, આઘાત સામે તેનો પ્રત્યાઘાત અને ભાવના સાથે તેનો બદલો સંકળાએલો જ છે. આત્મા જ્યારે ગર્વના ભાવને વશીભૂત બની તેનાથી હલકી કોટીની સ્થિતિને ધિક્કારે છે—અને ગર્વ સાથે ધિક્કાર જોડાએલો હોય જ છે–ત્યારે તે જે સ્થિતિ અથવા વસ્તુને ધિક્કારે છે; તેજ મેળવવા તે પ્રયત્ન કરતો હોય છે. આત્મા જે અવસ્થાઓને ઉલ્લંઘીને આગળ વધ્યો છે તે અવસ્થાઓ પ્રતિ તેણે કદીપણ ઘૃણા અથવા દુગંછા કરવી યોગ્ય નથી. તેમજ જે ઉચ્ચ સ્થાનનો પોતે ભોક્તા છે તેથી મદાંધ પણ થવું ઘટતું નથી. ગર્વીષ્ટ મનુષ્ય ઉન્નતિક્રમમાં આગળ વધી શકતો નથી. કેમકે તેની વર્તમાન સ્થિતિમાં તેને મિથ્યા

સંતોષ રહે છે, અને તેની નીચેની ભૂમિકાવાળા પ્રત્યે દ્વેષયુક્ત રહે છે. કેમકે તેમની સ્થિતિનો તે પોતાના ઉપર આરોપ કરી તેમાંથી કંટાળો અનુભવે છે. આ પ્રકારે ગર્વિષ્ટ આત્મા એક તસુ પણ આગળ તો વધતોજ નથી. એટલુંજ નહી પણ કર્મની ન્યાયી-સત્તા તેને તેના ઉચ્ચ સ્થાનમાંથી હડસેલી પાડી તે જે સ્થિતિને ધિક્કારે છે તેમાં લાવી મુકે છે. મહા-વીર પ્રભુને પણ તેમજ થયું હતું. તીર્થંકર જેવા અત્યંત પ્રભાવશાલી શુભ નામકર્મની પ્રકૃતિ ઉપાર્જવા છતા તે અભિમાનનું ફળ તેમને કર્મફળપ્રદાત્રી સત્તા આપ્યા વિના રહી નહીં. પ્રથમ તેમને એક દારીદ્રય-યુક્ત કુટુંબમાં બ્રાહ્મણીના પેટે આવવું પડયું હતું. ગર્વ એ મહા પુરૂષોને, પણ કેવો અનર્થકર નીવડે છે તેનું આ એક સુબોધમય દૃષ્ટાંત છે.

પ્રભુના જન્મ પછી તેમનું જન્મ કલ્યાણક ઉજ-વવા માટે સૌધર્મ ઇન્દ્ર, પ્રભુને મેરૂગિરિ ઉપર લઇ ગયા અને તે વખતે બીજા ત્રેસઠ ઇન્દ્રો પણ તેમને સ્નાત્ર કરવા માટે આવ્યા. જે વખતે તીર્થના સુગંધી જળવડે પ્રભુનો અભિષેક મહોત્સવ કરવાની તૈયારી થતી હતી, તે વખતે સૌધર્મ ઇન્દ્રને શંકા થઈ કે

પ્રભુનું બાળ શરીર, જળની આવી વિપુલ ધારાને કેવી રીતે સહન કરી શકશે? ઇન્દ્રીય સુખનો જ જેને એકાંતપણે ઉદય વર્તે છે એવા ઇન્દ્રને, તે વખતે, સામર્થ્યના વાસ્તવ પ્રભવસ્થાનનું વિસ્મરણ થયું. શક્તિ એ માત્ર શરીરના હાડ, માંસ અને ચર્મના બંધારણને અવલંબી રહી છે એવી પ્રાકૃતદૃષ્ટિ તેમને ઉદયમાન થઇ. જે આત્માઓને નિત્ય સ્થૂલ સૃષ્ટિ સાથેનો જ પરિચય છે અને તે સૃષ્ટિ શિવાયની અન્ય ભૂમિકાઓ સાથે સબંધ રહિત છે તેમને આવી આશકા થાય એ સ્વાભાવિક છે. યદ્યપિ ઇન્દ્રદેવ પોતાના અવધિજ્ઞાનવડે પ્રભુનું અતુલ સામર્થ્ય જાણતા હતા, છતાં ક્ષણભર માટે ભક્તિના બાહુલ્યમાંથી તેમને એવી આશંકા ઉદ્ભવી. નિત્યના સમાગમનું અને પ્રતિક્ષણે દૃષ્ટિપથમા આવતા અનુભવનું બળ એટલું બધું હોય છે કે, તેમની પ્રત્યક્ષ પ્રમાણથી જન્મેલી શ્રદ્ધા પણ ક્ષણભર વિલયભાવને પામી જાય છે. પ્રભુએ પોતાના જ્ઞાનબળવડે ઇન્દ્રદેવના એ હૃદયભાવો જાણી લીધા, અને પોતાના અદ્ભૂત સામર્થ્યનું તેમને ભાન કરાવવા માટે, લીલા માત્રથી પોતાના વામ ચરણના અંગુષ્ટવડે મેરૂગિરિને

દબાવ્યો. તત્કાળ તે ગિરિરાજના શિખરો નમી ગયા, વસુધા તે બળને ઝીલવા અસમર્થ હોય તેમ કંપવા લાગી, અને સર્વત્ર ઉત્પાત જેવું ભાસ્યમાન થયું. પ્રભુએ પોતાની આત્મશક્તિના એક અંશના સહજ પરિસ્ફોટન વડે, ઇન્દ્રદેવને ખાત્રી કરી આપી કે સામર્થ્યનો આધાર હાડ અને માંસની કોથળી ઉપર નથી. તે તો માત્ર આંતરબળનુંજ વાહક છે. સ્થૂલ શરીરમાં જ જેની દૃષ્ટિમર્યાદા પરિસમાપ્ત થાય છે એવી પ્રાકૃત મતિ આત્માના આ પ્રભાવને કયાંથી સમજે? વિકાસક્રમની ટોચે ચઢતા આત્માનું નૈસર્ગિક બળ કેવું અદ્ભૂત હોય છે, તેનું ઉદાહરણ પ્રભુએ ઇન્દ્ર મહારાજને પોતાના જન્મ પછી તુર્તજ આ પ્રમાણે દર્શાવ્યું. પ્રભુનું આ કાર્ય પોતાની શક્તિથી બીજાને આંજી નાંખવા માટે નહી, પણ ભવ્ય જીવોને આત્માની અગાધ શક્તિનું ભાન કરાવવા માટે હતું. સ્થૂળથી પ્રકટતી શક્તિ સિવાયની અન્ય શક્તિઓમાં સામાન્ય જીવોને શ્રદ્ધા હોતી નથી, અને તેથી પ્રસંગ આવ્યે તેવી શક્તિનો પ્રભાવ મહાપુરૂષોએ દર્શાવ્યાના અનેક દૃષ્ટાંતો છે. કૃષ્ણ પ્રભુએ પોતાની એકજ આંગળીએ ગોવર્ધન પર્વત તોળી રાખ્યાની પૌરાણિક

આખ્યાયિકા પ્રસિદ્ધ છે. આત્માની શક્તિના અનંતપણામાં જેમકે શ્રદ્ધા છે, તેમને આવા વ્યતિકરોમાં કશુજ અશ્રદ્ધેય હોવા યોગ્ય નથી. આ કાળે પણ આત્મશક્તિના પ્રભાવના અનેક ઉદાહરણો બનતા વાંચકોના જાણ્યામાં હશે.

/પૂણ્યશાળી આત્માના પ્રાદુર્ભાવ કાળે સર્વત્ર આનંદ અને મંગળ પ્રવર્ત્તી રહે છે. પ્રભુના જન્મ પછી તેમના પિતાની સમૃદ્ધિમાં અસાધારણ વૃદ્ધિ થવા લાગી. પ્રભુના પૂણ્યબળ વડે નગરમાં-દેશમાં વિગેરે સર્વ સ્થળે પ્રસન્નતા વ્યાપી રહી. કાંઈ પણ કારણ વિના સર્વના હૃદયમાં અનામી આનંદ છુટી રહ્યા આ પ્રકારે સર્વ પ્રકારના શુભમાં પ્રભુના પુનીત પગલાથી વૃદ્ધિ થવાથી, તેમનું નામ "વર્દ્ધમાન" રાખવામાં આવ્યું/ ભગવાનની બાલ્યકાળની લીલા પણ બહુ બોધદાયક હતી. તેમના આત્માનો જે પ્રભાવ ભાવીમાં અનેક પ્રાણીઓનું કલ્યાણ કરવા નિર્માએલો હતો, તે પ્રભાવ તેમના ક્રીડાકાળમાં પણ દૃશ્યમાન થતો હતો.

માતા પિતાના સ્નેહરૂપી સુધાવડે પોષણ પામતા, અનુક્રમે, પ્રભુ યૌવનાવસ્થાને પ્રાપ્ત થયા. પ્રભુના જન્મ

શાળાથી લઇ, ત્યાં સુધીની અનેક ચમત્કારીક ઘટનાઓથી યદ્યપિ માત-પિતાને પ્રભુનું મહાન્ ભાવિ સુજ્ઞાત હતું, તોપણ માતપિતાને સુલભ એવી પુત્ર પ્રત્યેની સ્નેહ ભાવનાવડે આકર્ષાઇ તેમણે પ્રભુના લગ્નનો પ્રબંધ રચવા માંડયો. નવીન યાવનાવસ્થા, ધન-ધાન્યની વિપુલતા, યથેચ્છ ભોગપ્રાપ્તિની સુલભતા અને ઉત્કૃષ્ટરૂપ તથા પ્રભુત્વ છતાં તે મહાભાગ્યના હૃદયમાં વિકારનો સ્પર્શ સરખો પણ થવા પામ્યો નહોતો. તેમના એક રોમમાં પણ ભોગની વાસના અવશેષ રહી ન હતી. પરંતુ વત્સલ માતા પોતાના સ્નેહની જે તૃપ્તિ પ્રભુને વિવાહિત કરી અનુભવવા આતુર હતા તેમાં વિરોધ કરવો એ પ્રભુને અનુચિત જણાયું. તીર્થંકરોના જીવનનો પ્રત્યેક વિભાગ દ્રષ્ટાંતમય જ હોય છે. એ પરિપાટીનો, માતૃ સ્નેહની અવગણુનાથી, ભંગ થશે; એમ વિચારી ત્રીશલા દેવીની સ્નેહ યાચના તે નિર્વિકારી પ્રભુએ સ્વીકૃત કરી. દેવીએ પ્રભુને કહ્યું " નંદન, આપ અમારા આંગણે આવ્યા છો તેમાં અમો અમારા પૂર્વના મહાન્ પૂણ્યનો પરિપાક સમજીએ છીએ. જેના દર્શનની સ્પૃહા ઇન્દ્રાદિકને પણ રહ્યા કરે છે તેવા તમો, અમારે ત્યાં પુત્ર

## જન્મયોગી પણ માતાની આજ્ઞા ખાતર ગૃહસંસાર સ્વીકારેછે.

त्रिशला—वधूयुक्त यथाद्य त्वां पश्यामस्त्वं तथा कुरु ।
राजपुत्रीं यशोदाख्या समायातां समुद्वह ॥

वर्द्धमान —गर्भेऽपि संवृताङ्गोऽस्था मातृदु खाभिशकया ।
स्थास्यामि गृहवासेऽपि तन्मनोवृत्तिबाधया ॥
कर्मभोगफलं चास्ति मान्यौ च पितरौ मम ।
एवं विचिन्त्य भगवास्तन्मेने मातृशासनम् ॥

**ત્રિશલામાતા**—"લગ્ન કરી આપો તૃપ્તિ, લ્હાવો લેશું વધૂસુખ."–

**વર્દ્ધમાન**—"આજ્ઞા આપની છે માન્ય, લક્ષ્યબિંદુ વિરક્તિ છે."–

[ત્રિશલા માતા પુત્રને વિવાહ કરવા ફરમાવેછે, શ્રી વર્ધ્ધમાન જગલતરફ આગળી કરી યોગી બનવાની ઇચ્છા જણાવેછે, પણ છેવટે મમતાળુ માતાના ઉપકાર યાદ કરી તેમના ફરમાનને તાબે થાય છે]

—વીરભક્તિ.

The Bombay Art Printing Works, Fort

રૂપે હો એ અમારૂં સૌભાગ્ય ખરેજ અદ્વિતીય છે. અમો એ પણ જાણીએ છીએ કે આપનું નિર્માણ ત્રણ જગત્‌ના પરિત્રાણ અર્થે છે, અને આપનો ગૃહનિવાસ તો માત્ર અમને તમારી લીલાનું દર્શન કરાવવા અર્થેજ છે. તોપણ અમારૂં સ્નેહાર્દ્ર હૃદય પુત્ર પ્રત્યેની ભાવનાને ત્યજી શકવા અસમર્થ છે. અન્ય કશા હેતુને માટે ન ' પણ ફક્ત અમને રાજી રાખવા માટેજ વિવાહિત થવાની અમારી ઇચ્છાને આદર આપો. ” તે દયામય પ્રભુએ તે સ્નેહ ભાવનાને માન આપી વિવાહની માગણી સ્વીકારવા માતાને કહ્યુ. દેવી એ પ્રસન્ન થઇ યશોદા નામની રાજપુત્રી સાથે તે-મનો વિવાહ કર્યો. માતા પિતા એ યુગલના દર્શનથી તૃપ્તિ અનુભવવા લાગ્યા.

શરીરથી પ્રભુ ગૃહવાસમા સંસારીપણે હોવા છતાં તેમનુ હૃદય જંગલમા હતું. ઉદાસીનપણે-અરક્તપણે તેઓ ઉદયમાન ભોગને નિર્વહતા હતા. જે મહાત્મા-ઓના હૃદય, ભોગ અને યોગ એ ઉભય ભાવમાં સ-માન ભાવે વર્તી શકે છે, તેમનો વિરાગ સંસાર પ્ર ત્યેના દ્વેષમાંથી અથવા નિરાશામાથી ઉદ્‌ભવેલો હોતો

નથી. પણ વસ્તુસ્થિતિના યથાર્થ દર્શનમાંથી પ્રકટેલો હોય છે. તેઓ જળમા કમળપત્રની પેઠે અલિપ્તપણે રહે છે. ઉદયમાન પ્રકૃતિને અવ્યાકુળપણે ભોગવી લઇ તેની નિર્જરા કરવી અને રાગદ્વેષના ઉત્તેજક હેતુઓની મધ્યમાં પણ સ્થિતપ્રજ્ઞ રહેવું એ તેમનું ભિષણવૃત્ત હોય છે. વર્ધમાન પ્રભુ એ રીતે તેમની લગ્નની અવસ્થા વિતાવતા હતા. લગ્નના ફળરૂપે તેમને "પ્રિયદર્શના" નામે પુત્રીરત્ન સાપડયું હતું, જેમનું લગ્ન યોગ્ય વયે જમાલિ નામના રાજપુત્ર સાથે થયું હતુ.

અઠાવીશ વર્ષની વયે પ્રભુના માતા પિતા સ્વર્ગસ્થ થયા. સંસારનું સંસારત્વ, દ્રવ્યના ઉત્પાદ અને વ્યયમા જ રહેલુ છે એવુ સમ્યગ્ પ્રકારે સમજનાર વર્દ્ધમાન પ્રભુ એ ખેદકારક પ્રસગથી વ્યાકુળ ન થતાં પોતાના વડીલ બધુ નંદિવર્ધનને આશ્વાસન આપી, તેમને સસારના નાશવતપણાનો બોધ આપ્યો. નંદિવર્ધને વીર પ્રભુને રાજ્યવડે અલંકૃત થવા પ્રાર્થના કરી. પણ પ્રભુએ તે સ્વીકારી નહી. તે પછી નદિવર્ધન રાજ્યાસન ઉપર આવ્યા, ત્યારે વીર પ્રભુએ તેમને કહ્યું કે " આ ગૃહવાસની સ્થિતિથી

હું હવે ઉપરામ પામ્યો છું માટે દીક્ષા લેવાની મને રજા આપો.” નંદિવર્ધને ખેદથી ગદ્દગદિત થઇ જણાવ્યું કે “હજી આપણા માતા પિતાના અવસાનને દીર્ઘ સમય વીત્યો નથી અને તેનો શોક હજી તાજોજ છે તેટલામા તમારા પણ વિયોગના કષ્ટથી મારૂં હૃદય ચીરાઇ જશે.” કરૂણાસાગર પ્રભુને પોતાના વડીલ બંધુ ઉપર અનુકંપા આવી. પોતાની કૃતિ યદ્યપિ ગમે તેવી વિશુદ્ધ હોય, છતા અતિ ઉચ્ચ સ્થિતિના મહાત્મા પુરૂષો તે વડે બીજાને કષ્ટ ઉપજતું જોઇ, તે સહી શકતા નથી. ઘણા પ્રસંગે તો તે કષ્ટ રાગાંધતામાંથી જન્મે છે અને તેવા અજ્ઞાનજન્ય ભાવને તૃપ્તિ આપવા પ્રત્યેક પ્રસગે રોકાઇ રહેવુ એ અશકય છે તોપણ આદર્શ જીવનમાં, કોઇને કિંચિત્ પણ કષ્ટનું નિમિત્ત થવાય તેવા પ્રસગો આવતા નથી. બીજાઓની અજ્ઞાનજન્ય વાસનાઓને પણ ગમે તે જોખમે નિભાવી લેવાનું, માત્ર ઉત્કૃષ્ટ કોટીના મહાત્માઓ થીજ બની શકે છે. સામાન્ય જ્ઞાનીઓ તેવા વૃતના વૃતી થઇ શકતા નથી અને વસ્તુત તેમના માટે એ યોગ્ય પણ નથી. પોતાના શુભ અને કલ્યાણકર ઉદ્દેશને જતો કરી, જગતની મોહજન્ય વાસનાઓ તૃપ્ત કરવા

બેસી રહેવું, એથી પરનું કે પોતાનું એકેનું શ્રેય થતું નથી. તેવી વાસનાનો પ્રત્યાઘાત એ અવજ્ઞા કરનાર ઉપર થતો નથી.કેમકે અજ્ઞાન અને અજ્ઞાનના બધાજ પરિણામો જ્ઞાન અને જ્ઞાનીના પરિણામ સાથે સંઘટ્ટનમા આવતાં જ પ્રકાશ પાસે અંધકારની જેમ, વિલય પામી જાય છે. સામાન્ય કોટીના મનુષ્યોએ પોતાની શુભ ભાવના અને તદનુસાર ચરિત્રના ભોગે, આસપાસના સમાજ કે સગા સંબંધીઓની અજ્ઞાનજન્ય ભાવનાને વીર પ્રભુની માફક તૃપ્તિ આપવી યોગ્ય નથી. કેમકે તેમ કરવાથી મનુષ્ય જગતમાં અજ્ઞાનનું જે પ્રમાણુ રહેલું છે તેનો ટેકો આપી તેમાં ઉમેરો કરે છે અને પોતાની શુભ ભાવનાને રખડતી મુકવાથી શુભના પ્રમાણુમાં, તે પોતાના વર્તનથી ઘણો ઘટાડો કરે છે. પોતાના બંધુની મોહજન્ય યાચના વીર પ્રભુએ સ્વીકારી એ તીર્થંકર નામકર્મને તદ્દન અનુરૂપ અને શોભાભર્યું હતું. પણ તીર્થંકર સિવાયના અન્ય સામાન્ય આત્માઓને માટે તેવું વર્તન યોગ્ય નજ ગણાય. અજ્ઞાનજન્ય એક યાચનાનો સ્વીકાર, તેવી અનેક યાચનાઓને પોતાની પાછળ ખેંચી લાવે છે; અને આખરે એવો અવસર આવી પહોંચે છે કે,

પ્રથમની વિશુદ્ધિ આત્માએ ગુમાવેલી હોય છે, અનંતકાળથી રાગમાં પાશબદ્ધ થયેલો આ ભોગી આત્મા તેના જુના સાથીઓમાથી રસ લેવા માંડે છે, અને કાળક્રમે તે પોતાના વર્ચસ્‌થી ભ્રષ્ટ થઇ ભોગનો કીડો બની રહે છે.

બંધુની પ્રાર્થનાને માન આપી વીરપ્રભુએ બે વર્ષ વધારે ગૃહસ્થાશ્રમમાં વિતાવ્યા. પોતે જ્ઞાનની ઉચ્ચ કળામાં વિરાજતા છતા, અને કોઇ પ્રકારે ભ્રષ્ટ થવાનો સંભવ ન છતાં અન્ય જીવોને દૃષ્ટાતમય થવા માટે તે પ્રભુ ઉત્કૃષ્ટ ગૃહસ્થનો આચાર સેવતા હતા. કાયોત્સર્ગ, બ્રહ્મચર્યનું પરિશીલન, વિશુદ્ધ ધ્યાનમા તત્પરતા, પ્રાસુક અન્નનો માત્ર પ્રાણુ નિભાવવઃ અર્થેજ આહાર, વિગેરે આચાર પાળતા હતા. એવી ઉત્કૃષ્ટ જ્ઞાનમયતા છતાં તેમણે આચારને પોતાના ગૃહવાસમા ત્યજ્યો નથી. ' ગમે ત્યારે તેમ તો કરી શકાશે ' એવું નિબળતાનું સ્ફુરણુ સરખું તેહૃદયમાં કદી પ્રવેશવા પામ્યું નહોતું. "સમય આવ્યેથી કરીશ " એવી ભાવના કાયર પુરૂષોને હોય છે. વીર પુરૂષો એક ક્ષણુની પણુ ઢીલ કરતા નથા. બંધુની પ્રાર્થનાને માન આપવા દીક્ષાગ્રહણુ મુલતવી

રાખ્યું. છતાં ભાવપણે તેઓ એક રોમમા પણ અદી-ક્ષિત નહોતા. માત્ર ગૃહસ્થ પર્યાયની જે સ્થિતિ ઉપાર્જી હતી, તેનેજ આત્મબંધ પરિણામ વિના ઉદાસીનભાવે વેદતા હતા. જ્ઞાનીજનોને ઉભય પ્રકા-રના-શાતા અને અશાતા-ના વેદનમા વેદનપણુજ જણાય છે એક પ્રત્યે રાગભાવ અને અન્ય પ્રત્યે દ્વેષભાવ હોતો નથી. શરીરનું સુખ અને દુ ખ એ ઉભય સ્થિતિ તેમને એક સરખી જ વ્યાકુળતામય જણાય છે, કેમકે ઉભયમા આત્માને મુઝવવાનું, પરાભવમાં દોરી જવાનું, અને સ્વભાવથી ચ્યુત કર-વાનું બળ સરખું જ હોય છે જે કાઇ આત્માને આવૃત્ત કરે છે, તે તેમને મન એક સરખુ જ અ-શ્રેયસ્કર જણાય છે. દેહભાવની પ્રબળતાના તારત-મ્યાનુસાર જ સુખની કીંમત વધારે, અને દુ ખ એ ભારરૂપ જણાય છે. પણ જેમનો તે ભાવ વિનષ્ટ થયો છે, તેમને તો એ બન્ને પ્રકારની શારીરિક લાગ-ણીઓ આત્માને એક સરખી દબાવી રાખનાર જ-ણાય છે.

આ પ્રકારે પ્રભુએ બાર માસ બંધુની યાચનાને સફળ કરવા વિતાવ્યા. તે પછી તેમનો દીક્ષાપર્યાય

શરૂ થયો. એ સર્વાંગ સુંદર તનુ ઉપર વિરક્તને છાજતો પરિવેશ પ્રભુએ પહેરી લીધો. જે કોમળ શરીર આજ સુધી રાજ્યની વિપુલ સમૃદ્ધિમાં ઉછર્યું હતું, અને જેની તપ્ત સુવર્ણ સરખી જ્યોતિર્મયતાને કદી ઉષ્ણ સમીરનો સ્પર્શ પણ થવા પામ્યો નહતો તે મોહક પ્રતિમા આજથી સંયમની કફની વડે આચ્છાદિત થઇ. જગતના પાપ ધોવા માટે પ્રભુએ સમસ્ત પુણ્યસામગ્રીનો ત્યાગ કર્યો જે શરીરશોભાને પામર જીવો પણ પ્રિય ગણે છે, તેને પ્રભુએ કેશના લોચથી વિનષ્ટ કરી. જે ભોગના ક્ષણભરના પણ વિયોગથી સંસારી આત્મા ઉંડો નિશ્વાસ મુકે છે, તે ભોગને મહાવીર દેવે એક રોમમાં પણ ખેદ પ્રકટાવ્યા વિના તિલાજલી આપી. સુશીલા પત્ની યશોદા, પ્રિય દુહિતા પ્રિયદર્શના, છત્રરૂપ વડીલ બંધુ નંદિવર્દ્ધન, રાજ્યની અતુલ લક્ષ્મી અને આજ્ઞાંકિત અનુચરવર્ગ એ સર્વને ત્યાગતા પ્રભુએ ક્લેશનો અંશ સરખો પણ અનુભવ્યો નહીં. રાજ્યની સોનેરીમા ટેવાએલું તેમનું કોમળ શરીર સંયમનું કષ્ટ કેમ સહી શકશે ? તેવો દૈહિક ભાવયુક્ત વિચાર તેમને નિર્બળ કરી શકયો નહીં. સ્વા-

ર્થનો સહજ લોપ થતાં કકળી ઉઠનાર કયાં આ પામર ભીરૂ આત્મા અને બાહ્ય સંપત્તિમાંથી પોતાપણાની ભાવનાથી સર્વાંશે વિમુક્ત થનાર કયાં તે અમોઘ શક્તિસંપન્ન વીરાત્મા ! સંયોગ અને વિયોગ વાયુના દળની માફક બંધાઈ અને વિખરાવાના સ્વભાવવાળા છે, એમ સમજી સંયોગકાળે મહાત્માઓ પ્રસન્નતા અનુભવતા નથી, અને તેના વિયોગ કાળે તે પ્રસન્નતાના પ્રત્યાઘાતરૂપ ખિન્નતા પણ અનુભવતા નથી. જેનો વિયોગ એક કાળે નિર્માએલો જ છે, તેનો ત્યાગ મહાજનોના હૃદયમા ઉલટી શાંતિ ઉપજાવે છે. કેમકે તેમ કરવામાં તેઓ માત્ર ભાવિમા થનાર આપત્તિનો પરિહાર એજ ક્ષણે કરે છે. જે દેવું એક કાળે આપ્યા સિવાય ચાલે તેમ નથી તે દેવુ અત્યારથીજ આપી. છુટવું એવા અભિપ્રાયવાળા મહાજનો હોય છે. આ માટીની ખોળ ઉપર ચઢેલો પુદ્ગળનો સુદર અને મનોગમ ભાસતો રગ એમની દૃષ્ટિને રાગવશ કરી શકતો નથી.

તેમનો દીક્ષામહોત્સવ મનુષ્ય અને દેવોએ ઉજવ્યો. ચારિત્ર ગ્રહણ કર્યા પછી તેમને મન પર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું. તેમણે બાર વર્ષ પર્યંત જે અસહ્ય

પરિષહ સહ્યા તેની સ્મૃતિ ગમે તેવા કઠીન હૃદયને પણ પીગળાવી નાંખે તેવી છે. ઉપાર્જીત કર્મના ઉદય, જ્યારે આત્મા મુક્તિની વધારે અને વધારે નજીક જતો જાય છે, ત્યારે અત્યંત તિવ્રપણે અને ત્વરાથી આવતો જાય છે. જેમ ચાલતી પેઢી સંકેલનારની પાસે તેના લ્હેણદારો એકદમ ચોક સાથે તગાદો કરી તેને મુંઝવે છે, અને પોતાનું લેણું ચુકતે હિસાબે લઈ લેવા તાકીદ કરે છે, તેમ મોક્ષાભિમુખ આત્માને તેના પૂર્વે ઉપાર્જેલા કર્મો એક સાથે ફળ આપી હિસાબ ચુકતો કરવા તત્પર થાય છે. મોક્ષના પથમા વિહરનાર આત્માને ઘણીવાર અસાધારણ સંકટો આવે છે અને " ધર્મીને ત્યાં ધાડ " એવી પ્રચલિત લોકોક્તિ અનેકવાર સત્ય નિવડે છે, તેનું કારણ આથી સ્પષ્ટ થવા યોગ્ય છે. મોક્ષ માર્ગમા ગતિ કરનારાઓ અનેક સંકટોથી ઘેરાએલ હોવાના ઘણા ઉદાહરણો આપણે સાભળતા આવ્યા છીએ. બાળજીવોની સમજણ માટે અનેક ઉત્તમ ગ્રંથકારોએ, ઉપમિતી ભવ પ્રપંચા કથા, મોહરાજાનો રાસ, વિગેરે રૂપક ગ્રંથોવડે એજ વાત સ્પષ્ટ કરી છે કે મોક્ષના જીજ્ઞાસુના માર્ગમા મોહરાજાના સુભટો હમેશા

અનેક વિઘ્નો નાખતા આવ્યા છે. જે દર્શનો ઇશ્વરમાં સૃષ્ટિનું કર્તૃત્વ આરોપે છે, તેઓ એજ વાતને, “ પ્રભુ પોતાના ભકતોની કસોટી કરે છે ” એવા રૂપે કહે છે. કોઇ તેને “ રક્ત બીજ ” તો કોઇ Dwellers on the Thresh-hold, કહે છે ટુંકામાં, પરમાત્માના મહારાજય ભણી પ્રયાણ કરનારને અનેક સંકટોની પરંપરા આવી પડે છે. પરંતુ જેના ઉપર સંકટો આવી પડે છે તેવા દેહમાથી જેણે પોતાપણાની ભાવનાનો નિતાત ત્યાગ કરેલો હોય છે, તેવા આત્મપરાયણ પુરૂષોને તેવા સકટો, આપણી પ્રાંકૃત દૃષ્ટિને જેવા સત્ય અને ગભીર લાગે છે તેવા, તેમને લાગતા નથી. જે સ્થિતિનું માત્ર આપણને શાસ્ત્રની વાણી દ્વારાજ જ્ઞાન છે, તે સ્થિતિને તેઓ અપરોક્ષ અનુભવે છે, દેહ અને દેહના ધમા એ ત્રણે કાળમા આત્માના નથી, એવો નિશ્ચય તેમના પ્રત્યેક ંામમા વ્યાપેલો હોય છે અને તેથી જે કાઇ પોતાને થતુ મનાતું બંધ પડયુ છે, તેમાં તેમને લેશ પણ શોક થતો નથી જેટલે અંશે દેહાદિકમાં મારાપણાની બુદ્ધિ હોય છે, તેટલેજ અંશે તેના સુખ દુઃખાદિ ધર્મો આત્માને અસર કરે છે વેદનીય અને

મોહનીય કર્મની પ્રકૃતિઓ તેટલાજ માટે શાસ્ત્રકારે જુદી કરી બતાવી છે. અર્થાત્ જેટલે અંશે મોહનીય કર્મની પ્રકૃતિનું પ્રાબલ્ય હોય, તેટલેજ અંશે વેદનીય કર્મ આત્માને અસર કરે છે. મોહનીય કર્મ શિથિલ પડી જતાં વેદનીય કર્મ લગભગ નહીવત્ થઇ જાય છે, ગમે તેવા વિશાળ પટવાળી, પણ જળ વિનાની સરિતા જેમ મનુષ્યને તાણી જઇ શકતી નથી, તેમ ગમે તેટલી તીવ્ર વેદનીય પ્રકૃતિનો ઉદય, જો મોહનીય રૂપનદી વેગવાન્ વિપૂળ જળના પ્રવાહથી રહિત હોય તો તેમાં આત્માને તાણી જવાનું કશુ બળ હોતું નથી. આ ઉપરથી એમ સમજવાનું નથી કે જ્ઞાની જનોને કષ્ઠ થતું નહી હોય. કહેવાનુ તાત્પર્ય એટલુંજ છે કે તેમનું કષ્ઠ તેમની અવશેષ રહેલી મોહનીય પ્રકૃતિના પ્રમાણમા જ હોય છે. સુખદુખની લાગણીનું મૂળ મોહનીય કર્મ છે, અને તે જેટલું પ્રબળ હોય, તેટલે અંશે આત્મા સુખદુખ અનુભવે છે

વીરપ્રભુને તેમની દીક્ષા કાળમાં જે જે કષ્ટોની આપત્તિ થયેલી છે, તે પણ આપણે એજ દૃષ્ટિએ જોવી જોઇએ. પ્રભુનું મોહનીય કર્મ ક્ષીણપ્રાય થએલું હોવાથી, તે શારીરિક કષ્ટોમા તેમને આત્મવેદનાનો

અંશ, આપણી વિમુગ્ધ દૃષ્ટિને ભાસે તેટલો બધો ન હોવો જોઇએ. મહાજનોને તેવા કષ્ટો કાંઇજ હીસાબ માં હોતા નથી. સબળ અને નિર્બળ પ્રાણીને જેમ એકજ પ્રકારનો પ્રહાર સરખી અસર કરતો નથી, તેમ જ્ઞાની અને અજ્ઞાનીને એકજ પ્રકારનુ સંકટ સરખી અસર કરતું નથી. હાથીના વિપુલ પૃષ્ટ ભાગ મા મારેલો લાકડીનો ઘા જેમ તેને કશા લેખામાં નથી, પણ તેજ પ્રહાર જેમ કુરકુરીયાને મૃતપ્રાય કરી નાખે છે, તેમ એક જ પ્રકારનું કષ્ટ વિરક્ત આત્માને કિંચિત્ અસર જ કરે છે અને રાગી આત્માને ધૂળ ફાકતો કરી મુકે છે. વીરપ્રભુને જે મહા વેદનીય આવી પડેલી તે તેમને માટે આપણુને આપણી રાગી દૃષ્ટિથી ભાસે છે, તેવી ભયંકર નહતી એમની સહિષ્ણુતા અદ્‌ભૂત હતી. ખરા ક્ષત્રીય વીરોને રણમાં પડેલા તલવારના ઘા આપણુને કાટો ભોંકે તેટલી પણ વેદના નથી પ્રગટાવતા. કેમકે તેમને તે વખતે દેહ કિંચિત્ વત્ હોય છે જો તેમને પણ, આપણે કલ્પીએ છીએ તેટલું કષ્ટ થતું હોય તો તેઓ કદી એવા શૌર્યના કાર્યમાં પ્રવૃત્ત થઇ શકે જ નહીં આપણે ઘણીવાર બીજાની આપત્તિઓને આપણા ઉપર આરોપી લઇએ

છીએ અને પછી આપણા રાગદ્વેષ અનુસાર તેમાંથી પ્રકટતી લાગણી અનુભવીએ છીએ. પણ તેવો આરોપ કરતી વખતે આપણે એક મહત્ત્વની બાજુનો આરોપ કરવો ભૂલી જઇએ છીએ. તે આરોપ, જેની આ પત્તિ આપણે આપણામાં આરોપીએ છીએ, તેની આત્મસ્થિતિનો છે. તેવી સ્થિતિના અલક્ષ પૂર્વક કરેલો માત્ર સ્થૂલ આરોપ આપણને ગભીર ભૂલમાં દોરી જાય છે, અને સત્યના એક અત્યાવશ્યક વિભાગથી આપણને બેનસીબ રાખે છે. વીર પરમાત્માના કષ્ટની કલ્પના કરી, તેમાંથી ઉદ્દભવતા સારરૂપે આપણે તેમની સહિષ્ણુતાની સ્તુતિ કરીએ તે સાથે આપણે તેમની વિરક્તિની અને અગાધ આત્મબળની પણ કલ્પના કરવી વિસરવી જોઇતી નથી. તે સહિષ્ણુતાનું ઉત્પત્તિ સ્થાન વિલોકવું, જો આપણે ભૂલી જઇએ તો પ્રભુના ચરિત્રમાંથી આપણા માટે ઉદ્દભવતો અરધો અરધ સાર નિષ્ફળ જવાનો. આત્માના કોઇ ઉત્તમ વર્તનની સ્તુતિ કરવાની સાથે તે વર્તન આત્માના કયા અંશમાંથી ઉદ્દભવ્યું તે જો ન અવલોકાય, તો તે સ્થૂળ વર્ત્તન આપણને બહુ લાભપદ થવાનું નહીં. બાહ્ય વર્ત્તનમાં માત્ર આપણને આશ્ચર્ય વિમુગ્ધ કરવાનું

( mystification ] બને છે. પણ તેના પ્રભવ સ્થાનને જાણવાથી તે આશ્ચર્ય અળપાઇ જઇ, જે પ્રથમ ક્ષણે અદ્‌ભૂત ભાસ્યું હતું, તે શકય અને બુદ્ધિગમ્ય થતું ( rationalization ) ભાસે છે. ટુંકામાં, પ્રભુનું અમોઘ ધૈર્ય, સહનશીલતા, સમભાવ, શત્રુ અને મિત્ર પ્રત્યેની સમાન દૃષ્ટિ; એ સર્વ તેમના આત્માની વિશુદ્ધિમાથી પ્રગટયું હતું.

દીક્ષા ગ્રહણ કર્યા પછી પ્રભુ એકદા કુમાર નામના ગામની નજીક આવી પહોંચ્યા. ત્યાં નાસિકાના અગ્ર ભાગ ઉપર નેત્ર આરોપી, બે હસ્તને લાબા કરી, સ્થિર મૂર્તિની જેમ કાયોત્સર્ગ પૂર્વક ઉભા હતા. તે વખતે કોઇ ગોવાળ પોતાના બળદોને હાંકતો હાંકતો ત્યાં આવ્યો અને ત્યા પ્રભુની પાસે તે બળદોને રેઢા ચરતાં મુકી, કાઇ કામ પ્રસંગે ચાલ્યો ગયો. તેના ગયા પછી પેલા બળદો ચરતા ચરતાં કયાંઈ ચાલ્યા ગયા. ગોવાળ પાછો આવીને જુએ છે તો બળદો જોયા નહિં. પ્રભુને બળદોની ખબર અંતર વિષે પૂછી જોયું. પણ પ્રતિમાધારી ધ્યાનસ્થ પ્રભુ કયાથી ઉત્તર આપે ? ગોવાળ બળદોને શોધવા આગળ ચાલ્યો. દરમ્યાન બળદો ચરીને પાછા પ્રભુની પાસે આવી બેસી ગયા. ગોપ



મહાપુરૂષો પોતાની જ શક્તિપર મુસ્તાક રહેછે.

The Bombay Art Printing Works Fort

## મહાપુરૂષો પોતાનીજ શક્તિ પર મુસ્તાક રહેછે.

इंद्र —" भविष्यति द्वादशाब्दान्युपसर्गपरंपरा ।
ता निषेधितुमिच्छामि भूत्वाहं पारिपार्श्वक ॥

महावीर —" नापेक्षा चक्रिरेऽर्हन्त परसहायिक क्वचित् ॥
नैतद्भूत भवति वा भविष्यति जातुचित् ।
यदर्हन्तोऽन्य साहाय्यादर्जयन्ति हि केवलम् ॥
केवलं केवलज्ञानं प्राप्नुवन्ति स्ववीर्यत ।
स्ववीर्येणैव गच्छन्ति जिनेंद्राः परम पदम् ॥

ઇંદ્ર—"પ્રભુ! આજ્ઞા આપો તો, થાઉં હું પારિપાર્શ્વક,
આપના ઉપસર્ગોને, મિથ્યા કરવા ઇચ્છુક"

મહાવીર—'પરમ પદની પ્રાપ્તિ, સ્વશક્તિથી કરાયછે,
સફલા અન્યની સ્હાય, ન ભૂતો ન ભવિષ્યતિ."

[કોપાયેલો ગોપ વીરને મારવા તત્પર થયોછે, ઇંદ્ર હાજર થઇ તેમની સાથે રહી ઉપસર્ગોથી બચાવવા ઇચ્છા બતાવેછે, 'મહાપુરૂષો પરાઈ મદદ કોઇ કાળે ઇચ્છતા-સ્વીકારતા નથી પણ આત્મબલ પરજ મુસ્તાક રહેછે' એવો ઉત્તર આપી સહનશીલતા અને વીરતાથી કર્મો સાથે એકાકી યુધ્ધ કરેછે]

—વીરભક્તિ.

The Bombay Art Printing Works, Fort

પાછો શોધતો શોધતો ત્યાંજ આવી ચઢયો અને બળદોને પ્રભુની પાસે બેઠેલાં જોઇ વિચાર્યું કે; જરૂર, આ સાધુએ મારા બળદ ચોરી સંતાડી રાખેલા અને સવારમાં લઇ જવાની ખોટી દાનત રાખેલી હશે, એમ મન સાથે મસલત કરી પ્રભુને મારવા દોડયો. તે વખતે ઇન્દ્રે ઉપયોગ મુકી અવધિજ્ઞાનના બળથી પ્રભુની કફોડી સ્થિતિ જોઇ ત્યા દોડી આવ્યો અને ગોવાળને સમજાવ્યો કે "મૂર્ખ ? આ તો મહા મુનિ છે તારા બળદની તેમને કશી જરૂર નથી. તેમણે તો વિપૂલ રાજ્ય લક્ષ્મી ત્યજીને આ અવસ્થા ભજી છે." ગોવાળ ત્યાંથી ચાલ્યો ગયો. તે પછી ઇન્દ્રે પ્રભુને વિનંતી કરી કે "હે નાથ ! હજી બાર વર્ષ સુધી આપને ઉપસર્ગોની પરંપરા થવાની છે. જો આપ કૃપા કરીને રજા આપો તો તેનું નિવારણ કરવા માટે હું આપની સાથે રહી સેવકનું કાર્ય કરૂં." તે વખતે સમાધિ પારીને પ્રભુએ ઇન્દ્રને જે કાંઇ કહ્યુ તે તેમની છદ્મસ્થાવસ્થાની અદ્દભૂત જ્ઞાનમયતાન સુચવનાર છે. કર્મના મહા નિયમને હસ્તામલકવત્ સમજનાર પ્રભુએ ઉત્તર આપ્યો કે, "તીર્થંકરો પારકાની સહાયની કદી પણ અપેક્ષા રાખતા નથી. અર્હંતો

બીજાની મદદથી કેવળ જ્ઞાન ઉપાર્જે તેમ કદી બનતું નથી. આત્મા પોતાની જ શક્તિથી કેવળજ્ઞાન પામે છે અને મોક્ષે જાય છે.”

આત્મકાર્યમાં મહા પુરૂષો પોતાને પ્રાપ્ત થયેલી લબ્ધિનો કે સિદ્ધિનો પ્રયોગ કરતા નથી. કેમકે નિ-કાચિત કર્મ ખપાવવાનાં કાર્યમાં તે એકે ઉપયોગી નથી. તેથીજ તેઓ દૈવી કે માનુષી એકે સત્તાનો ઉ પયોગ કરવાથી દૂર રહે છે. જેનું દેહાભિમાન સર્વ પ્રકારે નિવૃત્ત થયું છે, અને દેહ સંબંધી શુભાશુભ પરિણામની ધારાનો જેમના પ્રત્યે નિરોધ થયો છે, એવા જ્ઞાની મ્હાત્માઓ ઉદયમાન શારીરિક કષ્ટને યથાયોગ્ય પ્રકારે ભોગવી લેવામા લેશ પણ સંકોચ ધ-રતા નથી. સામાન્યત કર્મો બે પ્રકારનાં છે. કર્મનો એક પ્રકાર એવો છે કે તે પ્રકાર, શુભ ધ્યાનથી, મંત્રાદિ-પ્રયોગથી, કે સંયમ દ્વારા ભોગવી શકાય છે અને બીજો પ્રકાર જે નિકાચિત છે તે જે પ્રકારે બાંધ્યો હોય તેજ પ્રકારે ભોગવવા યોગ્ય હોય છે. તેનાથી છુટવા માટે જ્ઞાની જનો કદિ ઇચ્છા કરેજ નહિ. શિથિલ કર્મો આ ત્માના પુરૂષાર્થ ધર્મ વડે નિવૃત્ત થઇ શકે છે, પણ બીજા પ્રકારના નિકાચીત કર્મો ભોગવ્યેજ છુટકો

થાય એવી નીતિ છે. તેથી જે વેદનીયાદિ કર્મો દ્રઢપણે ઉદયમાન હોય તે, તથા પ્રકારે વેદી લેવામાં મહા પુરૂષો, પોતાની પ્રાપ્ત સિદ્ધિથી કે બીજાની-સહાયથી નિરપેક્ષ રહે છે. જેને યથાર્થ જ્ઞાન નથી, છતાં પોતાને વિષે તેવી જ્ઞાનીપણાની કલ્પના કરે છે, તેમને પણ નિકાચિત કર્મો તો ભોગવવા જ પડે છે. વીર પ્રભુને તે ભોગવવાની અનિચ્છા હોય એ તેમની તે વખતની જ્ઞાન દશા જોતાં બનવું અશકય હતું, તેથી તેમણે ઇન્દ્ર મહારાજની માગણીનો અ સ્વીકાર કર્યો હતો. ભક્તિભાવ વડે પ્રેરાએલા ઇંદ્રને પ્રભુના જે શરીરમાં મોહ હતો, તે શરીર પ્રભુને અકિંચિત્કર હતું. પ્રભુ જાણતા હતા કે કર્મની ફળ-પ્રદાયી સત્તાનો નિરોધ તેરમે ગુણસ્થાનકે વર્તતા મહાયોગીઓથી પણ બનતો નથી, તો પછી ઇંદ્રની સહાય શુ લેખામાં છે? આત્માનું વાસ્તવ સામર્થ્ય માત્ર ભોગવી લેવામાં જ છે. જે કારણોને પૂર્વ ભવમાં આત્માએ ગતિમાં મૂકયા હોય છે તેને યથા-યોગ્ય પરિણામ આપતા કોઇ અટકાવી શકે તેમ નથી. અવધિજ્ઞાન વડે પ્રભુ પોતાના પૂર્વકાળના નિ-કાચિત બંધને, તેના સ્વરૂપને અને તે જે પ્રકારે

ભોગવાવું નિર્માણ થયેલું છે તે બધું યથાર્થપણે જાણતા હતા. તેથી તેમણે તે કર્મોને અન્યથા પ્રકારે ભોગવવા પ્રયત્ન કર્યો નહોતો.

તેમ છતાં એવી કલ્પના કરવી ઉપયુક્ત નથી કે પ્રાણી માત્ર પોત પોતાના કર્મો ભોગવી લે તેમાં કોઇએ ડખલ કરવી નહી. જો તેમ થાય તો અનુકંપા અને દયાના માર્ગનો ઉચ્છેદ થઇ જવાનો ભય રહે છે. અમુક કર્મો શિથિલ કે નિકાચિત છે તે સામાન્ય જીવો જાણતા નથી. કોઇ પ્રાણીને રોગવશ દેખી, અથવા ઉપસર્ગ વડે પીડાતો જોઇ તેને સહાય કરવી એ શાસ્ત્રનો ઉત્સર્ગ અને ધોરી માર્ગ છે. કેમકે તેમ થવાથી તે પીડિત જીવ અનેક આર્ત્ત રૌદ્ર ધ્યાનથી બચવા પામે છે, અને તેથી અનેક નવા કર્મો ઉપાર્જતો અટકે છે. જોકે તેવી સહાયથી પણ કર્મો નિવૃત્ત થવા યોગ્ય હોય તોજ નિવૃત્ત થાય છે પરંતુ પીડિત આત્માને તેવી સહાય, શાંતિ અને આશ્વાસનનું નિમિત્ત થઇ, તેના ઉદયમાન કર્મોની તિવ્રતાને કોઇ અંશે ન્યૂન કરવામાં સમર્થ થાય છે. આત્મા જો તેવી સહાય વિના પ્રભુની પેઠે સમભાવથી રહી શકવા સમર્થ હોય તો પણ દયા માર્ગનો

ઉચ્છેદ ન જાય તે માટે પણ તેવી પ્રવૃત્તિ નિત્ય કર્ત્તવ્ય જ છે. જો કે બળવાન આત્માને તેવી મદદ-ની કાંઇજ અપેક્ષા હોતી નથી. કર્મ રૂપી અગ્નિને જીતવા માટે પ્રભુએ જે અદ્‌ભુત ચારિત્ર વહ્યું હતું તે ચારિત્ર, દેશ કે કાળથી નિરપેક્ષપણે ગમે તે આત્માને મોક્ષપદમાં સ્થાપી દેવા સંપૂર્ણ હતું. હિમાદ્રિની પેઠે નિશ્ચલ પરિણામી, સાગર જેવા ગંભીર, સિંહની જેમ નિર્ભય અને મોહરૂપી સસલાથી અજેય, કુર્મની જેમ ઇંદ્રિઓને ગુપ્ત રાખનાર, પક્ષીની પેઠે મુક્ત વિહારી, સર્વ પ્રકારના સુખ દુઃખમાં સમાન ભાવી, આ લોક કે પરલોકમાં ન્યૂનાધિકતા નહિ માનનાર, જળસ્થિત કમળદલની પેઠે સંસારપંકમાં વિહરવા છતાં નિર્લેપ, ગજેંદ્ર જેટલા બળવાન છતાં મેંઢાની માફક અન્યને બાધા નહી કરનાર, અને અસ્ખલિત ગતિવાળા તેઓ, સમયે સમયે અનંત પૂર્વબદ્ધ કર્મની નિર્જરા કરતા વિહરતા હતા.

એકદા ભગવાન શ્વેતાંબી નામના નગર ભણી ચાલ્યા જતા હતા. રસ્તામાં વટેમાર્ગુઓએ પ્રભુને ચેતવણી આપી કે તે માર્ગે એક દ્રષ્ટિવિષ સર્પ રહે છે, તેથી પક્ષિ સરખાંની પણ ત્યાં ગતિ થઇ શકતી

નથી. પ્રભુએ પોતાના જ્ઞાનબળથી જોયું કે તે સર્પ યદ્યપિ ગમે તેવા ઉગ્ર ક્રોધના સ્વભાવવાળો છે, છતાં તે સુલભબોધી છે. જીવની કોઇ અનિષ્ટકર પ્રકૃતિ તીવ્રપણે ઉદયમાન દેખી આપણે તેને સુધારણાના સંભવથી બહાર માની લઇએ છીએ. પણ વાસ્તવમાં તેમ હોવું જોઇએ નહી. ચિત્તનો કોઇ અંશ જ્યારે વિકૃત થાય છે, ત્યારે તેને યોગ્ય ઉપાયથી સુધારી શકાય છે, એટલું જ નહી પણ તે અનિષ્ટ અંશનું જેટલું બળ બુરાઇ ભણી હોય છે, તેટલું જ બળ ભલાઇ તરફ પલટાવી શકાય છે. કોઇપણ પ્રકારની બળવાન્ ચિત્તસ્થિતિ, પછી તે ઇષ્ટ હો કે અનિષ્ટ હો, અત્યંત ઉપયોગી લેખાવા યોગ્ય છે. કેમકે ઉભય, એક સરખા સામર્થ્ય સંપન્ન છે. માત્ર તફાવત એટલો જ છે કે, એક પ્રકાર વર્તમાન ક્ષણે શુભમાં, અને બીજો અશુભમાં યોજાએલ હોય છે. છતાં ત્યાં ઉભયે, શક્તિની અને કાર્ય ક્ષમતાની અપેક્ષાએ સરખા લેખાવા યોગ્ય છે. જે શક્તિના તે શુભાશુભ પરિણામ છે, તે શક્તિ તો સર્વદા ઇચ્છવા યોગ્ય છે કાચા અન્નને સ્વાદિષ્ટ પકવાન્ન રૂપે પકવી આપવામાં અને અનેક ઉપયોગી વસ્તુઓને ભસ્મિભૂત કરવામાં જેમ અગ્નિ એકજ છે,

તેમ શુભ કે અશુભમાં કર્તવ્યપરાયણી શક્તિ આત્માના એકજ અંશમાંથી ઉદ્દભવી હોય છે. માત્ર તેનો ઉપયોગ સવળી દિશા કે અવળી દિશામાં કરવો એટલું જ અવશેષ રહે છે. આપણી વર્તમાન સમજણ ઘણીવાર એવી ભૂલ ભરેલી જોવામાં આવે છે કે તીવ્ર અનિષ્ટ પ્રવૃત્તિને આપણે ઘણીવાર ધિક્કારી કાઢીએ છીએ, પણ સાથે એ જોવુ ભૂલી જઇએ છીએ કે, જે શક્તિ એટલું બધું અનિષ્ટ કરી શકવા સમર્થ છે તેજ શક્તિ ઇષ્ટદિશામાં પણ કાર્યકર થવાની યોગ્યતા ધરાવતી હોય છે. જે ચક્રવર્તી સાતમી નરકમાં જવા જેટલું તીવ્ર કર્મ ઉપાર્જી શકે છે તેજ ચક્રવર્તી જો તે શક્તિમાન અંશને ઇષ્ટ કાર્યમાં યોજે તો મોક્ષ પર્યંત પણ મેળવી શકે તેમ છે. વસ્તુત આપણો ધિક્કાર પ્રવૃત્તિશૂન્યતા ભણી હોવો જોઇએ છીએ. જે કાંઇજ શુભાશુભ કરવા સમર્થ નથી, ગળીઆ બળદની જેમ જેનામાં લેશ પણ પાણી નથી, અચેતની પેઠે જે જગતની સત્તાની ઠોકરો ખાધાજ કરેછે, જેની પામરતા, ભોગ, લાલસા, દારિદ્રય, અને પ્રમાદનો અવધિ નથી; એવા જીવોજ કદી વર્તમાન ક્ષણે સુધારણાના સંભવ બહાર ગણાવા જોઇએ; પણ

જેનામાં કાંઇક જુસ્સો-પાણી-વીર્ય-શૌર્ય છે તે તો તેના ગમે તે શુભાશુભ પર્યાયમાં ઇચ્છવા યોગ્ય જ છે. કેમકે તેના અશુભ પર્યાયમાં પણ તે જે દ્રવ્યનું બનેલું છે-તે દ્રવ્ય-શક્તિ ક્ષયોપશમ ભાવે આત્માને પ્રાપ્ત થયેલી હોય છે અને નિમિત્ત મળતાં તે યથેષ્ટ પ્રકારે પરિણમી શકે છે.

પ્રભુ આ વાત સારી રીતે સમજતા હતા. જો તેમ ન હોત તો તે માર્ગે થઇને પસાર થવાની તેઓ મુદ્દલ દરકાર કરે જ નહીં. મોટા પુરૂષોની પ્રવૃત્તિ હમેશાં સ્વ પરને કલ્યાણકારીજ હોય છે પ્રભુ જાણુતા હતા કે કોઇ શક્તિની વિકૃત અવસ્થા એ તે જીવની અયોગ્યતાનું લક્ષણુ નથી. માત્ર તે વિકારનો પરાભવ કરી તેને સન્માર્ગમાં વાળવાની જ અપેક્ષા છે જે નદીના જળ પ્રવાહનું બળ આખા નગરોને તાણી જવા સમર્થ છે, તેમાંથી જો વિદ્યુત્ પ્રગટાવવામાં આવે તો તે હજારો મીલોને ચલાવવા જેટલી શક્તિ (Power) આપી શકે છે. તેજ પ્રકારે જે દૃષ્ટિવિષ સર્પની જે ક્રોધ-જ્વાળા ઉડતા પક્ષીને પણુ ભસ્મીભૂત કરવા સમર્થ હતી, તેજ જ્વાળાનું પલટણુ કરી શાંતિમાં તેનું પરિણુમન કરવામા આવતા, પરમ કલ્યાણુ સાધી આપે

તેવી હતી માત્ર તેને ઇષ્ટ કાર્યમાં કેમ પ્રવર્તાવવો એજ વિચિક્ષણતાની અને ધૈર્યની અપેક્ષા રહે છે પ્રભુએ એ કાર્ય કેવી રીતે સાંગોપાંગ પાર ઉતાર્યું તે અત્યંત મનનીય છે, અને તેજ પદ્ધત્તિનો આશ્રય લઇ આપણે પણ આપણી આસપાસના મનુષ્યોના ઘણા નાના મોટા દોષો સુધારી શકીએ તેમ છીએ. બીજાના દોષ સુધારવાની આપણી પદ્ધત્તિ ભૂલ ભરેલી છે એટલુજ કહેવું બસ નથી. ઘણે ભાગે છેકજ વિ· પરીત હોય છે. શુભના ઇરાદાથી આપણે ઘણીવાર ઉલટા સામા મનુષ્યના દોષનુ પ્રમાણુ વધારી મુકીએ છીએ, અને આપણા રાગ દ્વેષ આપણે સંયમમાં રાખવા અસમર્થ હોઈ, ઉલટું આપણે સામા મનુ- ષ્યનું અહિત કરી બેસીએ છીએ. ઘણીવાર ક્રોધી મનુષ્ય પ્રત્યે આપણે અમુક હદે આવ્યા પછી ક્રોધ દાખવીએ છીએ તેમ થયેથી સામાના દોષમા દ્વિગુણ વૃદ્ધિ થાય છે. તેના ક્રોધ સામે આપણો ક્રોધ મળતાં વિશ્વમાં ક્રોધનું પ્રમાણુ આપણે વધારીએ છીએ. જ્યા પ્રથમ એક ખોબો ધુળ ઉડતી હતી, ત્યા આપણે પણ બીજો ખોબો ઉરાડીએ છીએ. વસ્તુત સામા મનુષ્યના સ્વભાવથી આપણુ વર્તન છેકજ વિરોધી અર્થાત્ તેના

ક્રોધ પ્રત્યે આપણે પરમ શાંતિ અને ક્ષમાશીલ રહેવું જોઇએ, અને ગમે તેટલી વિકટ કસોટીમાં પણ આપણે આપણો કાબુ ખોવો ન જોઇએ. તેમ થાય તો જ સામાનું હિત થાય છે તેને બદલે જેવાની સામે તેવા થવાથી આપણો તેમજ સામાનો સ્વભાવ વિશેષ અનિષ્ટ કરી મુકીએ છીએ. જેમ અર્ધ દગ્ધ વૈદ્ય, રોગીને સાજો કરવા જતાં ઉલટી હાની કરે છે, તેમ અસંયમી માનસ વૈદ્ય પણ સામાના દોષો સુધારવાને બદલે ઉલટો પ્રાદુર્ભાવ કરતો ચાલે છે. જેઓ અંત સુધી ક્રોધ પ્રત્યે શાંતિમયતા, અભિમાન પ્રત્યે દીનતા, લોભ પ્રત્યે અકિંચનતા, અને મોહ પ્રત્યે વિરક્તિ દાખવી શકે છે તેઓજ વિશ્વનું યથાર્થ કલ્યાણ કરી શકે છે, અને પોતાના ચારિત્રરૂપ દિવ્ય ઔષધવડે જગતના ભવ્ય જીવોના આત્મિક વિકારો મટાડી શકે છે. શાતિ અને ક્ષમા સાથે અથડાતા ક્રોધનો પરાભવ થાય છે, એ પ્રભુએ પોતાતા દષ્ટાતથી જગતને દર્શાવી આપ્યું છે.

વીરપ્રભુ તે ભયંકર સર્પના રાફડા પાસે આવી, નાસિકાગ્ર ઉપર નેત્ર સ્થિર કરી કાયોત્સર્ગે ઉભા રહ્યા. થોડીવારે પેલો સર્પ બહાર નીકળ્યો. તેણે વીરપ્રભુને



ક્ષમાસાગર આગળ પ્રચંડ ક્રોધ પણ શાંત થાયછે.

The Bombay Art Printing Works Fort

## ક્ષમાસાગર આગળ પ્રચંડ ક્રોધ શાન્ત થાયછે.

महावीर —" चण्डकौशिक ! बुध्यस्व, बुध्यस्व ननु मा मुह्य "

મહાવીર—"ચંડકૌશિક ! સ્મર તુ, પૂર્વભવના ક્રોધને,
બૂઝ તુ કંઇ લે બોધ, મોહ પામ ન તુ હવે."

[ પ્રચંડ ક્રોધવાળો નાગ ડસેછે, શુક્લલેશ્યાથી ભરપૂર ભગવાનના અંગુઠેથી લોહીને બદલે દુધ વહેછે, નાગ આશ્ચર્ય પામે છે, તર્ક જોઇ ભગવાન તેને બુઝવી ક્ષમામૂર્તિ બનાવે છે. ]

—વીરભક્તિ.

The Bombay Art Printing Works, Fort

જોઇ એકદમ ક્રોધ પૂર્વક ચિંતવ્યું, કે આ મૃત્યુના ભય વિનાનો મનુષ્ય, શંકુની પેઠે સ્થિર થઇ કેમ ઉભો છે ? ચાલ, હું તેને મારી વિષ-જ્વાળાવડે ભસ્મ કરી નાંખુ. એમ કરી તે ક્રોધથી ધમધમતો પ્રભુ પાસે આવ્યો. પોતાની ફણાને વિસ્તારતો, વિષાગ્નિને વમતો, ભયંકર ફુત્કારથી દૃષ્ટિ ફેરવતો, તે પ્રભુ પાસે આવી પ્રભુના અંગુઠે ડસ્યો. પણ તેના ઝેરની અસર પ્રભુના એક રોમમા પણ થઇ નહી. તેમજ કાયોત્સર્ગથી પણ ચ્યુત થયા નહી. તુર્તજ તે ક્રોધની મૂર્તિરૂપ સર્પે પ્રભુના સામી દૃષ્ટિ કરી તો તે પવિત્ર વદન ઉપર લેશ પણ પ્રતિક્રોધની છાયા ન્હોતી, તે મુખની પ્રસન્નતામા જરા પણ ન્યૂનતા થઇ ન્હોતી. પ્રભુની મુદ્રા ઉપર અતુલ કાંતિ, સૌમ્ય, માધુર્ય તથા ક્ષમાશીલતા અંકિત જોઇ તે સ્તબ્ધ થઇ ગયો. આવી નિર્વિકારી મૂર્તિ તેણે પ્રથમ કોઈ કાળે જોઇ ન હતી પ્રભુની ઉપશાંત રસમયતા તેના હૃદયમાં સંક્રાંત થઈ.

પ્રભુના શાંતિબળથી તેનું ક્રોધબળ પરાભવ પામ્યું. તેની કોપજ્વાળા ઉપર પ્રભુએ ક્ષમા જળ રેડી તેને બુઝાવી દીધી. તેને સુધારા ઉપર આવતો જોઇ પ્રભુ બોલ્યા કે-" હે ચંડકૌશિક ! સમજ ! સમજ ! મોહ

વશ થા નહિ, પૂર્વને સ્મૃતિમાં લાવ અને થયેલી ભૂલને સુધારી કલ્યાણના માર્ગે પ્રવૃત્ત થા" એ શબ્દો પ્રભુના મુખમાંથી સ્રવતાજ સર્પને પૂર્વ ભવની સ્મૃતિ થઇ. પૂર્વના એક ભવમાં તે એક તપસ્વી મુનિ હતો અને પોતાના મુનિપણાને ન છાજે એવો ક્રોધ કરી, પાપની આલોયણાની સ્મૃતિ આપનાર એક સાધુને મારવા દોડતા, સ્થભ સાથે અફળાઇ મૃત્યુ પામ્યો હતો. તપની સાથે ઘણીવાર ક્રોધી પ્રકૃતિ જોડાએલી જોવામા આવે છે, અને તેને કાબુમા ન રાખી શકનાર કેવી અધોગતિ પામે છે, તેનુ એક બોધમય ઉદાહરણ ચડકૌશિક સર્પ પુરૂં પાડે છે. પૂર્વના ક્રોધબળથી તે આ ભવમાં સર્પપણે ઉત્પન્ન થયો હતો. ભવાતરમા શુભાશુભ અવતારનો નિર્ણયક હેતુ શો છે તે પણ આથી સ્પષ્ટ થવા યોગ્ય છે. જે પ્રકૃતિ આત્મામાં બળવાન્પણે વર્તતી હોય, તે પ્રકૃતિ જે દેહમા અમલમાં આવી શકે ત્યાજ જીવ ઉત્પન્ન થાય છે. કામી મનુષ્ય, ચકલા, કબુતર. કુક્કર કે એવી હલકી કોટી કે જેમા તે અધમ વાસના અતિશયપણે અમલમા આવે ત્યાં જઇ ઉપજે છે. ક્રોધી જીવને પોતાની વાસનાની તૃપ્તિ અર્થે સર્પ, વૃશ્ચિક, વ્યાઘ્ર આદિમા જન્મવુ પડે છે.

જો પ્રભુએ ચંડકૌશિક સર્પના ક્રોધ સામે પોતાનું સામર્થ્ય બતાવવા પ્રયત્ન કર્યો હોત તો તેમ કરી શકવા તેઓ સમર્થ હતા. પ્રભુએ જે શક્તિવડે એક અંગુષ્ટના સહજ દબાણ માત્રથી મેરૂ ગિરિને ચલાયમાન કર્યો હતો, તેજ શક્તિ ચંડકૌશિક જેવા હજારો મહાસર્પોનો પરાભવ કરવા સમર્થ હતી. તેમના વિલાસ માત્રથી તે સર્પ ભસ્મીભૂત થાય તેમ હતું. પણ પ્રભુએ તે માર્ગ ન લેતાં જે વડે તેનું કલ્યાણ થાય એજ માર્ગ લેવો યોગ્ય ધાર્યો. જેવાની સાથે તેવા થવાથી, તેનું સ્વત્વ તો લુટાયુજ છે, પણ ભેગું તેવા થનારનું પણ લુટાય છે સર્પે તેના સ્વભાવ પ્રમાણે પ્રવૃત્તિ કરી, પ્રભુએ પોતાના પ્રભુત્વને છાજતી પ્રવૃત્તિ કરી, તેના ઉપર પોતાના ઉપશમ રસનું સિંચન કરી તેને ઠેકાણે આણ્યો. ત્યારથી તે સર્પે પોતાનો હિંસક સ્વભાવ છોડી દઈ, પશ્ચાત્તાપમય જીવન ગાળવા માંડયું. પોતાની આ દુખમય સ્થિતિમાં શું હેતુભૂત હતું તે તેને સમજાયાથી તેણે પોતાનો ભૂતકાળનો સ્વભાવ ત્યજી દીધો. તેણે જેટલી ઉગ્રતાથી પૂર્વે ક્રોધ સેવ્યો હતો તેટલીજ ઉગ્રતાથી ક્ષમા અને શાંતિ સેવવા માંડી, રસ્તે જનાર-ચાલનારને કશી

પણ બાધા કરવી ત્યજી દીધી. લોકો તેના શરીરને અટકે તો પણ તેણે હાલવા ચાલવા ન માંડયું. આહાર પણ ત્યજી દીધો. કીડીઓએ તેના કલેવરને વીંટી લીધું અને અમિત વેદના કરવા લાગી. છતાં તેણે જે વીર્ય પૂર્વે અનર્થ કરવામાં સ્ફુરાવ્યું હતું તેજ વીર્ય હવે પરમ અર્થ માટે સ્ફુરાવવાનો નિશ્ચય કરેલો હોવાથી, કીડીઓ દબાય તેવા ભયથી શરીર હેરવવું-ફેરવવું પણ છોડી દીધું. આખરે કાળક્રમે કરૂણાના પરિણામવાળો થયેલો તે સર્પનો જીવ, દેહ છોડી સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

આ કાળે પણ અનેક મહાજનોની પાસે, તેમના શાતિબળથી, હિંસક જીવોએ પોતાની વૃત્તિ છોડી દીધાના દૃષ્ટાંતો બને છે. સ્વામી રામતીર્થ ઘણીવાર સર્પ વિગેરે ઝેરી જંતુઓના સહવાસમાં, દિવસોના દિવસો નિર્ગમતા હતા. છતા પ્રાણીઓ તેમને કશી પણ ઇજા કરી શકતા ન હતા પ્રેમના બદલામા કોઈ ધિક્કાર આપી શકે એ આ વિશ્વની સનાતન યોજનામાં બની શકે તેમ નથી. માત્ર તે વિકટ કસોટીમાંથી પસાર થવા જેટલી મનુષ્યોમા ધૃતિ ક્ષમા અને સાહસ નથી. જે એક પ્રસંગે એક મનુષ્ય વડે બની શકયું હતું ને સર્વ પ્રસગે બની શકવા યોગ્ય છે.

Exception proves the rule—અપવાદ એજ મૂળ નિયમને પુરવાર કરે છે.

એક દિવસ પ્રભુ ગંગા નદી ઉતરવા માટે બીજા પથિકો સાથે નાવમાં બેઠા. સમુદ્રની જેમ જળભારથી છલકતી તે સરિતાની મધ્યમાં જ્યારે નાવ આવ્યું, ત્યારે પ્રભુના પૂર્વ ભવનો એક વૈરી આત્મા જે તે વખતે 'સુદષ્ટ' દેવપણે હતો તેને પોતાનું જુનુ વૈર સાંભરી આવ્યું. કર્મના મહા નિયમની મર્યાદામાં ગમે તેવા મહાન્ પુરૂષો પણ બંધાયેલા જ છે. તે સુદષ્ટ દેવ પૂર્વના ભવમાં એક સિંહ હતો અને વર્ધમાન પ્રભુ તે વખતે ત્રિપૃષ્ટ નામથી મનુષ્ય પર્યાયમાં હતા. તે વખતે તે સિંહને તેમણે માત્ર ક્રિડાના કૌતુક માટે જ મારી નાંખ્યો હતો. કાંઇ પણ હેતુ તેમજ કોપના કારણ (Provocation) વિના માત્ર ગમ્મતને ખાતર જ અન્યના પ્રાણ લેવામા જે નિર્દ્વંસપણું અને બીજાની લાગણી પ્રત્યેની અવજ્ઞા સમાયેલી છે, તેનો બદલો કર્મફળ પ્રદાત્રી સત્તા બહુજ સખ્તાઇથી લે છે ત્રિપૃષ્ટને જેટલો જીવવાનો હક હતો, તેટલો જ તે સિંહને પણ હતો. કર્મની સત્તાએ જે આયુષ્યનું પ્રમાણ તે

સિંહને માટે નિર્મ્યું હતું તેને અર્ધથી કાપી નાખવાથી, ત્રિપૃષ્ટે કુદરતની સીધી ગતિમાં જે નિર્હેતુક ખળભળાટ ઉપજાવ્યો હતો તેનો બદલો સમયનો પરિપાક થયે ત્રિપૃષ્ટે સહન કરવો જ જોઇએ. મનુષ્યનું કર્ત્તવ્ય, તેની નીચેની કોટીના જીવોને રક્ષવાનું છે. તેનો ઉચ્ચ અધિકાર અને બળ તેણે હલકી કોટીના પ્રાણીઓને દમવામાં નહીં વાપરતા, તેમને પોતાના જેવા અધિકાર તરફ દોરી લાવવા માટે વાપરવું યોગ્ય છે. અને જ્યારે તેમ કરવામાં તે નિષ્ફળ નિવડે છે એટલુંજ નહિ પણ પોતાના ઉચ્ચતર સામર્થ્યનો ઉપયોગ તે હલકા જીવોને કનડવામાં કરે છે, ત્યારે કુદરતની સામ્યાવસ્થામા તે એક પ્રકારનો ક્ષોભ ઉત્પન્ન કરતો હોય છે. કુદરતનો સ્વાભાવિક વેગ એ ક્ષોભને પાછો શમાવી પુન સામ્ય સ્થાપવા તરફ હોય છે. અને તેમ કરવામા જે બળ કુદરતને વાપરવું પડે છે, તે ક્ષોભના પ્રમાણમાં જ હોવાથી આત્મા જે ક્ષોભ ઉત્પન્ન કરે છે તેના તારતમ્ય પ્રમાણે કુદરતને ન્યૂનાધિક ઉદ્યોગ કરવો પડે છે અને આખરે કુદરતની એ પ્રવૃત્તિનો પ્રત્યાઘાત તે ક્ષોભ કરનાર આત્મા પ્રત્યે થાય છે. એ ક્ષોભને

શમાવવામાં કુદરતને જે વખત લાગે છે, તે વખતને આપણા શાસ્ત્રો "કર્મની સત્તાગત અવસ્થા" એ નામથી સંબોધે છે અને જ્યારે કુદરત તેને શમાવી રહે છે અને તેનો પ્રત્યાઘાત તે ક્ષોભ કરનાર આત્મા પ્રતિ થાય છે તે સમયને આપણે "કર્મનો ઉદયકાળ" કહીએ છીએ. એ સત્તાગત અવસ્થામા, જો આત્મા પોતાના બળનો ઉપયોગ, કુદરતને તે ક્ષોભ શમાવવામાં મદદ કરવામા કરે છે તો તે મદદના પ્રમાણમાં તેના પ્રત્યેનો પ્રત્યાઘાત ન્યુન બળથી થાય છે. તેથીજ આપણા શાસ્ત્રકારો કહે છે કે જ્યાંસુધી કર્મો સત્તામાં હોય છે ત્યાસુધી તે નિવારી શકવાની પાત્રતાવાળા હોય છે. અને તે નિવારણ માત્ર, કુદરતની ગતિમા ઉત્પન્ન કરેલા ક્ષોભને શમાવવા મહેનત કરવી તેમાજ રહેલું છે. ગર્વીષ્ટ આત્માને ક્ષોભ ઉત્પન્ન કરતી વખતે કે તે પછી તેવું ભાન રહેતું નથી, અને આખરે જયારે તે ક્ષોભજન્ય ધક્કાનુ તેનાજ ઉપર ઉત્પતન ( Rebound ) થાય છે, ત્યારેજ તેની આંખ ઉઘડે છે. પણ તે વખતનો પશ્ચાત્તાપ વ્યર્થ છે. તેજ પશ્ચાતાપ જો કર્મની સત્તાગત અવસ્થામાં થયો હોત અર્થાત્ કુદરત તે ક્ષોભ શમા-

વતી હતી તે વખતે થયો હોત તો તે તેનું કાંઈક પરિણામ હોવા યોગ્ય હોત, પણ તે બધું ઉકલી રહ્યા પછી અને કુદરત પોતાનો ફટકો જે વખતે મારે છે તે વખતે તદ્દન વ્યર્થ છે. એટલું જ નહિ પણ નવો ક્ષોભ ઉત્પન્ન કરનાર હોય છે.

તે સુદૃષ્ટ્રદેવે પોતાની દિવ્ય શક્તિના પ્રભાવથી ભયંકર સંવર્તક વાયુ (Cyclone) ઉપજાવ્યો. અને તે વડે નાવને ડુબાવી દેવા લાગ્યો ભાગીરથીનું અગાધ જળ ચોતરફ ઉછળવા લાગ્યું, નાવ બચી શકે એવી આશા રહી નહી. સઢ પણ તુટી ગયા, અને તેમા બેઠેલા સર્વ જણે જીવનની આશા છોડી દીધી આ ક્ષણે કુંબળ અને સંબળ નામના બે દેવોએ પ્રભુ પ્રત્યે ભક્તિભાવથી પ્રેરાઈ, અને તેમના નિમિત્તે બીજાઓનો પણ પ્રાણ ત્યાગનો સંભવ જાણી વ્હારે આવ્યા, અને તે નાવને બચાવી કીનારે લાવ્યા. ત્યાં બન્ને દેવો પ્રભુને વદના કરી પોતાને સ્થાને ગયા. આ વિકટ પ્રસગમાથી પસાર થવા છતાં તે ક્ષમાનિધાન પ્રભુએ સુદૃષ્ટ ઉપર ક્રોધભાવ અને ઉપકાર કરનાર બે દેવો પ્રત્યે રાગભાવ દર્શાવ્યો નહિ. દેહ સંબંધી સર્વ શાતા અશાતાના પ્રસંગોથી તેઓ હર્ષ કે

શોકવશ થયા ન હોતા. તેઓ જાણુતા હતા કે સુખ દુખ જેના દ્વારા ઉત્પન્ન થાય છે તે માત્ર કુદરતી નિયમના સાધન (Agency) છે. તેમના પ્રત્યે થયેલો પ્રત્યેક ભાવ વ્યર્થ છે. મુર્ખ મનુષ્યો જ તે તે પ્રકારના નિમિત્તો પ્રતિ વિવિધ પ્રકારના મનોભાવ સેવે છે. પ્રભુને સુજ્ઞાત હતું કે તે બન્ને કોટીના દેવો પોતે પૂર્વે પ્રવર્તાવેલા કારણો ફળીભૂત થવામાં માત્ર હથીઆરરૂપે હતા. અને એ હથીયાર ઉપર રાગદ્વેષ કરવો એ વ્યર્થ છે અજ્ઞાન મનુષ્યો, શ્વાન જેમ લાકડી મારનારને નહિ પણ લાકડીનેજ બટકુ ભરે છે, તેમ નિયમને નહિ પણ જે સાધન દ્વારા કર્મ ફળ દાત્રી સત્તા તે નિયમ ગતિમાં મૂકે છે, તે સાધન પ્રતિ રાગ દ્વેષ કરે છે. એ બન્ને પ્રકારના શુભાશુભ સાધનો એક સાથે ગતિમા મુકાયા છતાં તે પ્રભુએ પોતાનુ નિરૂદ્વિગ્નપણું ત્યજ્યું નહિ. ચિત્તની સમ સ્થિતિ જાળવવાના ભિષણવૃત્તથી તેઓ જરા પણ ચલિત થયા નહિ. આપણે પામર મનુષ્યો જ્યારે સહજ પ્રસંગોથી રાગ દ્વેષ સેવીએ છીએ, ત્યારે મહાજનો જે વડે પોતાને જીવનત્યાગનો ભય પ્રાપ્ત થાય અથવા સ્થૂલ મૃત્યુથી મુક્ત થવાય, તેવા એકે સાધ-

નમાં હર્ષ શોક કરી બંધનવશ થતા નથી. પવન જેમ સુવાસિત અને દુર્ગંધી ઉભય પ્રકારના દ્રવ્યોને પોતાની સાથે વીંટીને અવ્યાકૂળપણે વહતો ચાલે છે, તેમ મહાત્માઓ પણ પોતાને સુખ ઉપજાવનાર અને દુઃખ દેનાર એ બન્ને પ્રકારના, ઉદયાધીનપણે પ્રાપ્ત થનાર સત્વોને, અવ્યગ્રપણે સાથે લઇ વિચરે છે.

દીક્ષાના સમયથી લઇ કૈવલ્ય પ્રાપ્તિના સમયસુધી બાર વર્ષ પર્યંત મહાવીરપ્રભુએ મોન ભજ્યું હતું. તેમના ચારિત્રનો આ અંશ અત્યંત બોધક અને સ્વહિત સાધવા પ્રતિ જેમની દ્રષ્ટિ છે, તેમને માટે અમૂલ્ય શિક્ષણથી ભરપૂર છે. તેટલા સમય સુધી તેમણે કોઈપણ પ્રકારનો કોઇને મુદ્દલ ઉપદેશ આપ્યો નથી. એટલું જ નહી પણ તેવા પ્રસંગોનો બનતા સુધી પ્રયત્નવડે પરિહાર કરેલો છે. જેમને કેવલ્ય શિવાયના ચાર પ્રકારના જ્ઞાનો વિદ્યમાન હતા એવા મહાવીર પ્રભુએ દીક્ષાકાળ પછી તુર્તજ ઉપદેશની પ્રવૃત્તિ શરૂ કરી દીધી હોત, તો જરૂર તેમાં તેમને ન્યૂનાધીક અંશે સફળતા મળી હોત. પરંતુ તેમ ન કરતાં પોતાનું સવોત્કૃષ્ટ હિત સાધવા પર્યંત તેમણે મૌન સેવવું યોગ્ય વિચાર્યું, એ કયા હેતુ વિ-

શેષ માટે હતું, એ કોયડો ઉકેલવા આપણે કાંઇક પ્રયત્ન કરીએ.

આત્મા જેટલે અંશે પૂર્ણતાને પ્રાપ્ત થયો હોય છે અથવા પરમપદની નજીક હોય છે તેટલે જ અંશે તે અન્ય મનુષ્યનું હિત કરી શકવા સમર્થ નિવડે છે. જેમના જીવનને હજી સેંકડો બાજુએથી સુધારવાનું બાકી રહ્યું હોય છે, તેવા મનુષ્યો જ્યારે બીજાઓને સુધારવાનો ઝુંડો લઇ મેદાનમાં ઉતરી પડે છે ત્યાર તેથી જગત્‌ની ઉપર માઠી અસર થવા પામે છે. સુધારકનું ચારિત્ર જ્યાંસુધી દોષયુક્ત અને વિકલ હોય છે, ત્યાસુધી તે બીજાઓને ઉપદેશ આપવાની પ્રવૃત્તિથી સ્વ અને પર ઉભયના હિતનો વિનાશ જ કરે છે. દોષોથી ખરડાયેલા પોતાના અંતઃકરણના ડાઘ પ્રથમ કાઢવાનું કર્ત્તવ્ય છોડી દઇ બીજાના અજ્ઞાનની મેશ ઘસી કાઢી નાંખવાનો ઉદ્યોગ કરવો; એ એક કોલસાની સાથે બીજા કોલસાને ઘસી તે વડે બીજા કોલસાને ઉજ્જવળ બનાવવાના ઉદ્યોગ કરવા જેવું છે. મનુષ્યની પ્રથમ ફરજ કમર કસીને પોતાનુ જ સંપૂર્ણપણે હિત સાધવાની હોય છે. પોતાનું ઉત્કૃષ્ટ સ્વહિત સાધ્યા પછી પોતાના જ્વલંત

ઉદાહરણવડે તે જેવું બીજાઓનું હિત સાધી શકે છે તેવું પોતાની અપૂર્ણ અવસ્થામાં ગમે તેટલા આવેગથી, કે ધમાલથી સાધી શકતો નથી. સંપૂર્ણ મનુષ્ય થોડા પ્રયત્ને હજારો મનુષ્યના મન ઉપર સ્થાયી અસર કરી શકે છે, ત્યારે અપૂર્ણ મનુષ્યોનો ગાંડાઈ ભરેલો પરહિત સાધવાનો આવેગ બહુ બહુ તો આસપાસના મનુષ્યોની થોડીઘણી પ્રશંસા શિવાય કાંઇ જ ઉત્તમ ફળ પ્રકટાવી શકતો નથી. બહારનો ગમે તેટલો મોટો આડંબર હોય, છતા ઉપદેશકના અંતઃકરણના વિકારો, ન્યૂનતાઓ અને ખામીઓને લીધે તે કોઇનું ખરૂ હિત કરી શકતો નથી. પોતાના હૃદયમાં જેટલે અંશે જ્ઞાનનો દિપક પ્રકાશતો હોય છે, તેટલા જ અંશે બીજા ઉપર તેની અસર થવા પામે છે પોતાનું કાંઇ હિત સાધ્યા વિના ઉપદેશવડે બીજાઓનુ કલ્યાણ કરી નાંખવાની મૂર્ખાઇ ઉપર પોતાના ઉદાહરણરૂપ અંકુશ મુકવા માટે જ પ્રભુએ એ મૌન સેવ્યું હતું.

પરહિત સાધવાનો આવેગ ઘણીવાર પ્રશંસાની લાલચમાંથી ઉદ્દભવનો હોય છે. તેથી આવી ઉપદેશ પ્રવૃત્તિને જેઓ નિર્દોષ અને પરોપકાર બુદ્ધિમાથી

ઉદ્દભવેલી માને છે તેઓ ઠગાય છે. સ્વહિતના કલ્યાણના ભોગે અથવા પોતાના અંતકરણનું અધારૂ કાયમ રાખીને જેઓ દુનીયાને પ્રકાશમાં ઘસડી લાવવા પ્રયત્નશીલ રહે છે, તેઓ હિતને લક્ષે ઉલટું પોતાના દ્રષ્ટાંતથી દુનીયાનું અહિત કરે છે. તેથી ઉલટી રીતે જેમનો લક્ષ્ય સ્વહિત સાધવા ભણી છે, અને સાધક અવસ્થામાં પરહિત સાધવાના અવિચાર ભરેલા આવેશમાં તણાતા નથી તેઓ જ સાડકતરી રીતે જગતનું ખરૂં હિત કરનારા હોય છે, અને તેમનું સાધકનું પદ પૂર્ણ થયા પછી પોતાના ઉત્કૃષ્ટ ઉદાહરણવડે અસંખ્ય મનુષ્યોના હૃદય ઉપર જ્ઞાનનો પ્રકાશ રેડી શકે છે. બીજાને સુધારી નાખવાનો આવેગ એ એક પ્રકારની નબળાઇ સિવાય બીજું કશું જ નથી. આવી નબળાઇમાં તણાઇ જઇ પોતાના હિતમાં પ્રમાદ સેવવાને પ્રાકૃત હૃદય કેટલું બધું પાત્ર છે તે પ્રભુ જાણુતા હતા. અને તેથી જ તેમણે પોતાના મૌન ચારિત્રથી પરોક્ષરીતે આવી નબળાઇથી પોતાનું રક્ષણ કરવાનો આપણને ઉપદેશ આપ્યો છે. જે દોષો પોતામાં વિદ્યમાન છે તે દોષો ત્યજવાનો ઉપદેશ સામા અંતકરણ ઉપર માઠી અ-

સર પ્રકટાવે છે. આવી માઠી અસર ભવિષ્યમાં ઓછી થવા પામે તે માટે જ પોતાના દ્રષ્ટાંતથી પ્રભુએ બતાવી આપ્યું કે ઉપદેશકનું સાધકપદ જેટલે અંશે પૂર્ણ થાય તેટલે જ અંશે તે બીજાઓને ઉપદેશ આપવાને લાયક થયો ગણાય છે.

આજની પરિસ્થિતિઓનું અવલોકન કરતાં પ્રભુના ઉદ્દેશ કરતાં કાંઇ જુદોજ દૃશ્ય ચોતરફ નજરે ચઢે છે. જે આવેશને રોકવા માટે પ્રભુએ પોતાના બાર વર્ષના મૌનવ્રતથી ઉદાહરણ બેસારવા મહેનત કરી હતી, તે આવેશ પોતાના સ્વહિતના ભોગે ઉપદેશકોમા ભયાનક રીતે ફાટી નીકળ્યો છે. આજે તો કાંઇક સ્હેજ નવું સવું જાણ્યું કે તુર્તજ મોભારે ચઢીને મોટા હોકારા પાડી બીજાને તેનો લાભ આપવાની મિથ્યા પરમાર્થવાળી વૃત્તિ લોકોમા દુર્નિગ્રહ થઇ પડી છે. બીલાડીના પેટમા જેમ ખીર ટકતી નથી તેમ આવા મનુષ્યો પોતે જાણેલું પછી તે ખરૂં હો કે ખોટું-જયાંસુધી બીજાને ન સભળાવે ત્યાસુધી તેમને આફરો ઉતરતો નથી. પોતે પોતાના મનથી જે સુખનો માર્ગ શોધી કહાડયો હોય છે તેને આચારમા ઉતાર્યા વિના અને તેનો અનુભવગત લાભ

લીધા વિના બીજાને પોતાના નિશ્ચયો ઠસાવવાનું ગાડ-પણ આ જમાનામા એક સાધારણ દર્દ થઇ પડયું છે આંહીતહીંથી બે ચાર વાતો ભેગી કરી તેઓ મિનારે ચઢીને પોકારે છે કે, 'અરે મુર્ખાઓ ! મે જ સુખનો માર્ગ ખાસ તમારે માટે શોધી કાઢયો છે તેનો શા માટે તમે સ્વીકાર કરતા નથી ?" પરંતુ જ્યારે જગત્ તેમની કાંઇ જ પરવા કરતું નથી ત્યારે તેઓ કકળી ઉઠે છે કે "હવે જરૂર પાચમા આરાના ભાવ ભજવાવા માંડયા છે. જો તેમ ન હોય તો અમૃતના જેવો અમારો ઉપદેશ શા માટે આ લોકને ન રૂચે ?" પણ તેમને ભાગ્યે જ ખબર હોય છે કે જગત્ના હૃદય ઉપર ભાસતો પંચમકાળનો પટ એ બીજું કશું જ નહીં પણ તેમના પોતાના હૃદયાંધકારની પ્રતિછાંયા હોય છે. જે હિત સાધવા પારકાને તેઓ ઉપદેશ આપતા હોય છે તે હિત પોતાના સંબધે તેમણે કેટલે દરજ્જે સાધ્યું હોય છે એ જોવાની દરકાર તેમને કરવી પાલવતી નથી. પોતાની આતર શુદ્ધિ અને ભાવચારિત્રની પૂર્ણતાના પ્રમાણમાં જ જગત્ તેમના વડે પરમ હિતના માર્ગે દોરાય છે, એ સિદ્ધાંતના વિસ્મરણપૂર્વક તેમનો બધો જ ઉદ્યોગ થતો હોવાથી તેમને પચમકાળનો પ્રભાવ

પ્રતિક્ષણે ઘનીભાવ પામતો જણાય છે.

બસ, આમ કરશો તોજ તમારૂં કલ્યાણ થવાનું છે અને આ રીતે વર્તશો તોજ તમારો ઉદય થશે, એમ છાતી ઠોકીને બોલનારા ઉપદેશકોની સંખ્યા પૂર્વે કોઇ પણ કાળ કરતાં આ કાળે વધારે હોવા છતાં, શા માટે ઘણા જ થોડા મનુષ્યોનું કલ્યાણ થતું જોવામા આવે છે? એનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે જણાય છે કે તેવો કલ્યાણનો ઉપદેશ કરનારાઓએ પોતાના ઉપદેશનો લેશ પણ રંગ પોતાના હૃદયને લાગવા દીધો હોતો નથી. જેમને પોતાના પરિવેશના કારણોથી ફરજીઆત બોધ આપવો પ્રાપ્ત થયો હોય છે, તેમને એ પ્રવૃત્તિ યંત્રવત્ થઇ પડી હોય છે અને તેથી શ્રોતૃવર્ગ ઉપર એવા બોધનું જે પરાવર્તન થાય છે, તે પણ અસરહિન અને મેઘ ધનુષ્યના રંગ જેવું ક્ષણસ્થાયી હોય છે. તે શિવાય જેમના હૃદયમાં કાંઇ ન્યૂનાધિક આવેગ પ્રકટેલો હોય છે, તેમણે પોતાના નિશ્ચયોને આચારબદ્ધ કરવા માટે ધૈર્ય અને સાહસ કરેલું હોતું નથી અને કાપવાના સો ગાઉમાથી થોડા ઘણા ડગલાં ભર્યા પછી થાકી ગયેલા હોય છે. આટલો રસ્તો કાપ્યા પછી

તેઓ પોતામા અનુભવનો સૂર્ય સોળે કળાએ પ્રકટેલો માની લઇ તેનો પ્રકાશ પોતાના મૂર્ખ અને અજ્ઞાન બધુઓને આપવા માટે કમર બાધી બહાર નીકળી પડે છે. આ સમયે તેમને એવો તો આવેશ પ્રગટે છે કે જાણે આકાશ પાતાળ એક કરી નાખું એમ તેમને થાય છે ખાવુ પીવુ પણ પોતાની ગાડાઇના બેભાનમા ભૂલી જાય છે, અને તાબુતના દીવસોમા ફરતા ઝનુની મુસલમાનોના પેઠે પોતાનો વાવટો પકડીને પોતાની ઢોલકીઓ બજાવતા તેઓ ઘુમ્યા કરે છે તેઓ એમજ માનતા હોય છે કે મારી બાવી દૈવી ઘેલછાનો રગ આખા વિશ્વ ઉપર ઘડીના છઠ્ઠા ભાગમા બેસી જશે અને આખું જગત્ મારા નિશ્ચયને અનુસરવાવાળું બની જશે. ઘણીવાર તો તેઓ એમ પણ માની લે છે કે આવો આવેગ મને પરમેશ્વર અથવા તેથી ઉતરતી કોઇ બીજી દૈવી સત્તા તરફથી પ્રેરવામા આવેલો છે, અને તે સત્તાએ મારી માર્ફત આ વિશ્વની સુધારણા કરવાનુ કામ આદરેલુ છે. છતા જ્યારે જગત્ તેમના સુખદ નિશ્ચયો ઉપર મોહ પામી તુટી પડતું તેઓ જોતા નથી, અને તેમને સોનાના પુષ્પોથી વધાવી લેનાર કોઇ પણ નિકળી

આવતું નથી, ત્યારે તેઓને પ્રથમ તો આશ્ચર્ય થાય છે કે આ તે શુ થવા બેઠું છે? મારી આવી અસાધારણ તત્વની વાતો સાભળવા શા માટે લોકો દોડી આવતા નથી? પછી તેઓ છેડાઇ પડે છે અને આખા જગતને મૂર્ખ, અજ્ઞાન, દુર્ભવ્ય, પાપમા મચી રહેનાર વિગેરે અનેક ગાળો ચોપડવા માડે છે. તેઓ પોતાના લેખો કે ભાષણોમા પણ, પોતે જાણે કોઇ જગત્‌ની બહારની વ્યક્તિ હોય અને પોતાના શિવાય બીજા બધાજ અધકારના યુગમા રહેતા હોય એવા ભાવના વાકય પ્રયોગો કરતા હોય છે. તેમના ગમે તેટલા ધમપછાડા છતા જગત્‌નું રગશીયું ગાડુ તો જેવું ને તેવુ જ ધીરી ગતિએ પોતાના નિત્યના ક્રમ ઉપર, જ્યારે તેઓ ચાલતું જુએ છે, ત્યારે તેઓ જગતના કલ્યાણ સંબંધે તદ્દન નિરાશ થઇ જાય છે. ઉપદેશકો? પાછા ફરી જરા તમારા અંતકરણની ભૂમિકાનું અવલોકન કરો અને ત્યા તમને દીવા જેવું સાફ જણાશે કે જે નિશ્ચયો તમે જગત્ પાસે અનુસરાવા માગો છો તેનો તમને મુદ્દલ અનુભવ નથી, તમારે પોતાને હજી સેંકડો બાજુએથી સુધરવાનું બાકી છે. દુનીયા સુધરવા તૈયાર છે, પણ

પ્રથમ તમે પોતે સુધરીને આવો. પછી જગતને સુધારવા માટે તમારે બોધ પણ દેવાની માથાકુટ મટી જશે. તમારૂં ચારિત્ર અને આચરણા જ તેમને માટે દીવાદાંડીનું કાર્ય કરશે.

આથી કોઇના ઉપર આક્ષેપ કરવાનો મુદ્દલ આશય રાખ્યો નથી. માત્ર મનુષ્ય હૃદયમા ગુપ્ત અને નિગૂઢપણે રહેલી, એક ત્યજવા યોગ્ય, નબળાઇને ઉઘાડી પાડવા પ્રયત્ન કર્યો છે પ્રભુએ કૈવલ્ય પ્રાપ્ત થયા પછી પણ જે શૈલીએ ઉપદેશ પ્રવૃત્તિ કરી હતી તેમાંથી પણ અનેક શીક્ષણીય અશો ગ્રહણ કરવા યોગ્ય છે. તેમણે કદીજ હાલના ઉપદેશકોની માફક બીજાઓના છીદ્ર શોધવા અથવા બીજાઓના ધાર્મિક વર્તન કે આચારવિચાર ઉપર ચોધારી ખડગ ફેરવવા ઉદ્યોગ કર્યો નથી. વિશ્વનુ સર્વોત્કૃષ્ટ કલ્યાણ કરવા માટેજ તેમના તીર્થંકરપદનું નિર્માણ હતુ છતા તેમણે તે નિર્માણ સિદ્ધ કરવા માટે કોઇને પોતાનો ઉપદેશ પરાણે અથવા સામાની અનિચ્છા છતા આપવાનો પ્રયત્ન કર્યો નથી. તેમજ તેમના આચારવિચારને તરછોડી નાખી, પોતાના વાડામા આવવાને

લોકોને લલચાવ્યા નથી. તેમની ઉપદેશ પદ્ધત્તિ શાંત, રૂચીકર, દુશ્મનને પણ તુર્ત ગળે ઉતરે તેવી હૃદય સ્પર્શી, મર્મગ્રાહી, અને તેમના આશયને શ્રાતૃહૃદય-મા સીધી રીતે પરિણમાવે તેવી સરળ હતી દુનીયા મારા અભિપ્રાયનેજ મળતી થઇ જાય, અને મારા આશયને જ અનુસરવાવાળી થાય એવી ઇચ્છા પ્રભુએ કદી જ રાખી નહોતી. તેઓ જાણુતા હતા કે એવી ઇચ્છા એ પણ એક પ્રકારની નબળાઇ છે, અને તે મનુષ્ય હૃદયના બંધારણનુ અજ્ઞાન સુચવનારી છે. આખી દુનિયા ગમે તેવા વિવાદ વિનાના વિષય ઉ-પર પણ કદીજ મતભેદ વિનાની બની નથી, અને ભવિષ્યમા બનવાનો સંભવ પણ નથી કહેવાય છે કે, તેમની પહેલી દેશના તદ્દન ખાલી ગઇ હતી, અર્થાત્ તેમના ઉપદેશની અસરથી એક પણ અંતઃક-રણ ચલિત થયું નહોતું, છતાં પણ પ્રભુએ તે ઉ-પરથી દુનીયાના હિત માટે કશીજ ચિંતા દર્શાવી નહોતી. આજે જેમ અનેક મતભેદ અને સંપ્રદાયોની ધમાલ ચાલે છે તેમ તે દેશકાળના સ્વરૂપને અનુસ-રતી ધમાલ તે વખતે પણ જરૂર ચાલતી જ હશે. કેમકે મનુષ્ય હૃદયનું બંધારણ બધા જ દેશકાળમાં

એકજ પ્રકારનું રહે છે-માત્ર તેના ઉપર પ્રચલિત ભાવનાઓની છાપ જ પડે છે. આજે જેવા મૂર્તિપૂજક અને મૂર્તિનિંદક એવા બે કૅમ્પો સામસામા ગોઠવાઇ ગયા છે, અને સુધારાવાળા તથા સનાતનીઓની છાવણીઓ પોત પોતાની હદ સાચવીને સામાની છાવણીમાં વાણીના ગોળાઓ ફેંકી રહી છે, તેમ પ્રકારાતરે તે વખતે પણ હતું જ. છતાં આજે મૂર્તિપૂજાના ઉપદેશકો, મૂર્તિ નહિ માનનારાઓના, પ્રભુના ઘરે કેવા બેહાલ થશે તે સંબંધી જે ચિંતા કર્યા કરે છે અને તેમને હરકોઈ પ્રકારે તેમના હાલના અધકારના પ્રદેશમાંથી ઘસડી લાવી, મૂર્તિપૂજાના પ્રકાશમા લાવવા પ્રભુને સજળ નેત્રે યાચના કરે છે, તેવુ કશુ જ મહાવીર પ્રભુની ઉપદેશ પ્રવૃત્તિમાં નહોતું. મૂર્તિના વિરોધીઓ પ્રભુને પ્રાર્થે છે કે " હે નાથ ! શીમલાથી માડીને શેતુબંધ રામેશ્વર અને દ્વારકાથી માડીને આસામના પૂર્વના ખુણા સુધીની બધી મૂર્તિઓને આ ક્ષણે જ દરીયામા પધરાવી દો, તોજ હિંદુસ્થાનનું કાઇક કલ્યાણ થાય તેમ છે. માટે હે પ્રભુ, હવે આ ગરીબ હીંદની વ્હારે ચઢી ઝટપટ મારી ધારણાનો અમલ કરો. " જાણે હમણા જ પરમેશ્વર, આવી

બેવકુફી ભરેલી પ્રાર્થનાઓ સ્વીકારી લઈ તેમનું ધાર્યું કરી નાખશે, એવા આવેશમાં જાણેકે પ્રભુની યોજનાને મદદ કરતા હોય તેમ તેઓ, બને તેટલી યુક્તિ–પ્રયુક્તિથી બે પાચ જણુને પોતાની પેઠે મૂર્તિપૂજાના વિરોધીઓ બનાવી લે છે; અને હવે થોડા જ વખતમાં આખો આર્યાવર્ત તેમને ભાસેલા સત્યનો અનુભવ કરી તેમને અનુસરનારો બની જશે એમ માની લે છે. છતાં જ્યારે પોતાના હૃદયનો રંગ કોઇને ચઢતો પોતે જોતા નથી, અને ઉત્સાહ વિનાના “ સાઇના ટટ્ટુ ” ની પેઠે દુનીયાને થંડે કલેજે ચાલતી જુએ છે, ત્યારે તેઓ પોતાના આવેશમાં ને આવેશમા પ્રભુને પણ બે પાંચ ગાળો ચોપડી કાઢે છે, અને કહે છે કે પરમેશ્વરને પણ દુનીયાનું મહા રાજ્ય ચલાવતાં આવડતુ નથી તેઓ એમ માને છે કે પરમેશ્વરને પોતાના જેવા બે પાંચ સલાહકારીઓ હોત તો આટલું બધુ અંધેર ભેગુ થવા પામત નહી દુનીઆને પ્રકાશમા લાવવાના આવેગથી પ્રેરાએલા દયાપાત્ર મનુષ્યો ! ! !

કોઇના હૃદયને અરૂચીકર થાય તેવી વાત યદ્યપિ આપણને પોતાને ગમે તેવી કલ્યાણકારક ભાસતી

હોય તોપણ બળાત્કાળથી તેમની આગળ ધરવી અને તેમની પાસે તે સાચી મનાવવાનો પ્રયત્ન કરવો, તે તલવારના જોરથી પોતાનો ધર્મ બીજા પાસે મનાવનાર કોઈ પૂર્વના મુસલમાન રાજાઓના જેવું જ કાર્ય છે. બન્નેની કાર્ય પદ્ધત્તિમા એટલુ બધુ સરખાપણું છે કે બન્નેને એક બીજાથી ભાગ્યેજ ચઢતા ઉતરતા માની શકાય. એક સ્થળે પોલાદના શસ્ત્રનો ઉપયોગ થાય છે તો બીજે સ્થળે વાણીરૂપ હથીઆરનો ઉપયોગ થાય છે એકનો આઘાત સ્થૂળ શરીર ઉપર થાય છે, ત્યારે બીજાનો પ્રહાર હ્રદયના મર્મ ભાગ ઉપર અથડાય છે. તફાવત એટલો જ છે કે જ્યારે એકનો ઘા ન્યૂનાધિક કાળે રૂઝાય છે ત્યારે બીજાનો માર્મિક ઘા મરણ પર્યંત અને તે પછીના ભવપ્રવાસમા પણ અવ્યક્તપણે કાયમ જ રહે છે પોતાના નિશ્ચયો-પછી ભલે તે યોગ્ય હોય કે અયોગ્ય-બીજાના ગળે બળાત્કારથી ઉતારવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય, પોતાનુ તેમ જ સામા મનુષ્યનુ એકાંતપણે અહિત જ કરે છે. કદી પોતાનો નિશ્ચય ઉત્તમ અને હિતકારક હોય તો, તેને સામાના હ્રદયમા પરાણે ઉતારવાની પોતાની અયોગ્ય પ્રવૃત્તિથી ઉલટો

તેને તે ઉત્તમ નિશ્ચયથી વધારે ને વધારે વિમુખ રાખે છે, એટલું જ નહી પણ એકવાર આ પ્રમાણે સામાના મનમાં તે નિશ્ચય સંબધે દુરાગ્રહ ઠસી ગયા પછી તેને સવળા રૂપમા યથાયોગ્ય પ્રકારે જોવાનો સભવ પણ ન્યૂન થતો જાય છે.

ભયંકર શસ્ત્રોવડે થતું યુદ્ધ અને મનુષ્ય સંહાર જેમ અનિષ્ટ છે, તેમ વાણીવડે થતું યુદ્ધ પણ તેટલુ જ અથવા તેથી પણ વધારે નિદ્ય છે. કેમકે સ્થૂળ આઘાતની અસર સ્થૂળ દેહમાં જ પરિસમાપ્તિ પામે છે, પરંતુ વાણીના માર્મિક પ્રહારની અસર આત્માના અંતસ્તમ પ્રદેશ ઉપર સ્થાયી સસ્કારરૂપે દીર્ઘ કાળ સુધી રહેવા પામે છે આખી પૃથ્વી ઉપર સકળ યુદ્ધનો જમાનો નષ્ટ થઇ જાય અને બધે શાતિનું મહારાજ્ય વિસ્તરે એ જેમ અત્યત ઇચ્છવા યોગ્ય વસ્તુ સ્થિતિ છે તેમ મર્મભેદક વાણીના યુદ્ધો પણ બધ પડી આતરિક શાતિને ક્ષુબ્ધ કરનાર નિમિત્તોનો લય થાય એ પણ ઇચ્છવા યોગ્ય છે બન્નેથી થતી હાની અને તેના પરિણામો એક સરખા દુખદ અને અનિષ્ટ છે.

અને આમ છતા આશ્ચર્ય જેવુ તો એ છે કે સ્થૂળ યુદ્ધને ત્રાસદાયક ગણી વખોડી કાઢનાર વિદ્વા-

નો વાણીના યુદ્ધમા રસમેર જોડાય છે. અને પોતા-
ને જે નિશ્ચય અથવા સિદ્ધાત સાચો ભાસ્યો હોય
તે શિવાયના તમામ નિશ્ચયો અને સિદ્ધાતો ઉપર,
પોતાની પડીતાઇની સરાણે ચઢાવી પાણીદાર બના-
વેલા વાણીના શસ્ત્ર સહિત ઝનુનીપણે તુટી પડે છે
પોતાને જે વાત સાચી જણાઇ એનુંજ પ્રતિપાદન
કરી, અથવા તે શિવાયના સિદ્ધાતોમા ભાસ્યમાન
થતી ખામીઓને ન્યાયપુરસર યોગ્ય વાણીમા દર્શાવી,
તેઓ બેસી રહે તો તેઓ ખરેખર દુનિયાનુ હિત
જ કરે છે. પરંતુ તે સાથે તેઓ હજારો મનુષ્યોના
હૃદયને અકારણ વિદીર્ણ અને છિન્નભિન્ન કરી નાખ-
વાના કર્તવ્યને પણ એક ઇશ્વરી ફરજ તરીકે માને
છે, અને સહુથી આધિક આશ્ચર્યની વાત તો એ છે
કે જયારે મનુષ્યોના પ્રાણને અકારણ હણનાર કોઈ
જુલમી રાજા ઇતિહાસમા નિદાય છે, ત્યારે પૂર્વ
કહ્યા તેવા વિદ્વાનો મહાપુરૂષ તરીકે અથવા દુની-
યામા સત્યનું સ્થાપન કરી જનાર તરીકે પૂજાય છે

મહાવીર પ્રભુએ પોતાનો સમુદાય, બીજા સપ્ર
દાયોના સમુદાયના મુકાબલે સખ્યામા પાછળ રહી
જાય તેની દરકાર કદી કરી નથી માત્ર પોતાના સં-

બંધમાં આવનાર મનુષ્યોને તેમણે અત્યંત સરલપણે પ્રેમભાવ અને મિષ્ટ વાણીથી તેમના અધિકારને ઘટતો ઉપદેશ આપ્યો હતો. મહાવીર પ્રભુના અનુયાયીઓની સંખ્યા, ગોશાળા જેવા એક સામાન્ય પ્રવર્તકના અનુયાયીઓની સખ્યા કરતા પણ થોડી હતી, એજ એમ દર્શાવી આપે છે કે પ્રભુએ કદી પણ પોતાનો વાડો વિસ્તારવા ભણી બીજાની મ ફક લક્ષ્ય રાખ્યો નહોતો જો તેમણે તેવો આશય રાખ્યો હોત તો પોતાના અલૌકિક સામર્થ્યવડે તેઓ પોતાને અનુસરનારાઓની મોટી સખ્યા ઉભી કરી શકયા હોત. પરંતુ તેમના ચારિત્ર ઉપરથી સાફ જણાઇ આવે છે કે તેઓએ પોતાના ઉપદેશરૂપી જળનો ઘડો ઉઠાવી, ઘરે ઘરે દુનીઆને પાવા માટે નિકળવાનો ઉદ્યોગ કર્યો નથી. પ્રભુનો એ એક અનુભવગત સિદ્ધાત હતો કે દુનીયાના ગળે પોતાનો ઉપદેશ પરાણે વળગાડવાથી તેમનુ વાસ્તવિક હિત સધાતું નથી કદી ક્ષણભર ઉપદેશના દિવ્ય પ્રભાવ પ્રતિભાથી અંજાઇ જઇ મનુષ્યો તેમને અનુસરે, પણ તેથી તેમનું સ્થાયી કલ્યાણ થતું નથી. એટલા માટે માત્ર લોક સમુહમા સત્ય પ્રત્યે રૂચી ઉત્પન્ન થાય અને

તેમના હ્રુદયમાં ઇષ્ટ ઉપદેશ પરોક્ષપણે–તેમને ખબર પણ ન પડે તેવી રીતે–(unconsciously)–પરિણમી જાય તેવી શૈલીએ પ્રભુએ કામ લીધું હતું સંખ્યા અથવા સમુહ ઉપર પ્રભુએ કદી ભાર મુકયો નથી, અથવા તેમા જનહિતનો કાઇ પણ સકેત હોય એવું તેઓએ માન્યું નથી. તેઓ જાણતા હતા કે સંખ્યા એ કુત્રિમ રીતે જમાવેલા ધુમાડાના ગોટા જેવો એક ક્ષણિક દ્દશ્ય માત્ર છે સંખ્યાના બળને ધર્મના મૂળનું, ઉંડાઇનું અથવા વિસ્તારનુ માપક તેમણે કદી જ ગણ્યું નહોતું.

લોકોના હ્રુદય પ્રદેશ ઉપર સત્યનો પટ બેસારવા ભણી જ પ્રભુનું લક્ષ્ય હતું. ગોશાળાની જેમ સંખ્યા વધારવા ભણી ન હતું. પ્રભુ પરિણામદર્શી હતા. સખ્યાને એકત્રિત રાખનાર મનુષ્ય જયારે ચાલ્યો જાય છે ત્યારે સમુહ ધુમાડાની પેઠે ચારે દિશામાં વિખરાઇ જઈ, પાછળ પોતાનું કાંઇ ચિન્હ પણ મુકવા જેટલું કરી શકતો નથી સખ્યાનું બળ એકઠું કરવું અને લોક હ્રુદય ઉપર કલ્યાણની ભાવના અંકિત કરવી એ તદન જુદા જ કાર્યો છે. પૂર્વનું કાર્ય ફતેહમંદીથી કરવા માટે વ્યવસ્થાપક શક્તિ

(Organizing power) આદિ લૌકિક સામર્થ્યોની અપેક્ષા છે. ત્યારે પાછળનું કાર્ય કરવા માટે જન કલ્યાણ ઉપર વિશુદ્ધ પ્રેમ અને કાંઇપણ અલૌકિક આશયના પ્રભાવની જરૂર છે. પ્રભુએ પૂર્વનો હેતુ છેક ગૌણપણે રાખી માત્ર મનુષ્યના વાસ્તવિક અને ખરા હિત ભણી જ વિશેષ લક્ષ્ય રાખ્યું હતું, અને જેમ બને તેમ પોતાને અનુભૂત થયેલા સુખદ સિદ્ધાન્તોને જન-મન ઉપર ઉંડા કોતરવાનો જ ઉદ્યોગ કર્યો હતો સખ્યાના બળમા શ્રદ્ધા રાખનાર ગોશાળાનો એક પણ અનુયાયી હિદના ચારે ખુણામા આજે શોધ્યો પણ જડતો નથી અને તેના સિદ્ધાત સબધે કાઇ અવશેષ ચિન્હ સરખું પણ ભાગ્યે જ રહેવા પામ્યું છે, ત્યારે માત્ર જનહિતની જ ચિતા રાખનાર પ્રભુના અનુયાયીઓની સખ્યા છેવટે પંદર લાખ જેટલી પણ રહી શકી છે. જ્યારે બુદ્ધ જેવા એક કાળે (અશોકના કાળમાં) સમસ્ત હિંદ ઉપર ધર્મચક્ર વિસ્તારનાર દર્શનને હિદમા ઉભા રહેવાનું પણ આજે સ્થાન નથી, ત્યારે જૈન પોતાની ધર્મ ભાવનાની ઉંડાઇના બળથી અનેક વિરોધો અને વિકટ મામલાઓ વચ્ચે હજીસુધી પોતાનો પગ દૃઢપણે

જમાવી રહેલ છે આ પ્રતાપ માત્ર પ્રભુની ઉપદેશ શૈલીનો જ હતો. તેમની વાણીના અતિશય સંબંધી જે કાંઇ જૈન શાસ્ત્રો વદે છે તે તેમની ઉપદેશ શૈલી-નો પ્રભાવ દર્શાવવાનો પ્રયત્ન માત્ર છે

પોતાના ચરણન્યાસ વડે પૃથ્વીને પવિત્ર કરતા એક સમયે વીરપ્રભુ રાજગ્રહી નગરીમા આવી પહોચ્યા. ત્યાં તેમને ગોશાળા નામનો એક મનુષ્ય શિષ્ય થવાની ઇચ્છાથી મળ્યો. પ્રભુ તે વખતે પોતાને કોઇના પણ ગુરૂ તરીકે સ્વીકારવા ના પાડતા હતા જ્યાં સુધી મનુષ્ય પોતાનુ સર્વોત્કૃષ્ટ કલ્યાણ સાધી શકયો નથી ત્યા સુધી તેના વડે અન્યનું કાંઇજ દારિદ્રય ફીટી શકતું નથી, એમ પ્રભુ સમ્યગ્ પ્રકારે જાણતા હોવાથી, ગોશાળાની યાચનાના પ્રત્યુત્તરમાં તેમણે મૌનજ દાખવ્યું. છતા ગોશાળો પ્રભુનો સહવાસ છોડતો નહોતો, તે પોતાની મેળે મહાવીરમા ગુરૂબુદ્ધિ સ્થાપી ભિક્ષાવડે પ્રાણવૃત્તિ કરતો હતો. સત્યની તેને કાંઇક જીજ્ઞાસા હતી. આત્મશક્તિના વિકાસ માટે યોગ્ય પુરૂષાર્થ કરવા તે તત્પર હતો. છતાં કમનસીબે જે કાળે પ્રભુ ઉપદેશના કાર્યથી વિમુખ હતા, તે અવસરે ગોશાળો મહાવીરના સંબંધમા

આવવાથી તેણે જે બોધ પ્રભુ પાસેથી પોતાની મનો-કલ્પનાએ ગ્રહણ કર્યો હતો તે તદન એકતરફી અને અનિષ્ટકર નિવડયો. પોતાની મતિ કલ્પના અને અનુમાન વડે જે કાંઇ ગ્રહણ કરવામાં આવે છે તે કેટલીક વાર કેવુ અહિતકર થઇ પડે છે તેનું ગોશાળો એ યોગ્ય દૃષ્ટાંત છે. તે ઘણીવાર પ્રભુને ભાવિમાં બનવાના પ્રસગો સબધે પૂછતો અને પ્રભુ તેનો જે ઉત્તર આપતા તેજ પ્રમાણે બનતુ હોવાથી, તેણે નિશ્ચય બાધ્યો કે જે કાઈ બનવા યોગ્ય છે તેમા મનુષ્યના પ્રયત્નથી કોઇ કાળે અન્યથા થઇ શકતું નથી. આ "નિયતિવાદ" તેના હૃદયમા અનેક કારણોથી એવો દૃઢપણે ઠસી ગયો હતો કે તે તેના જીવન પર્યંત ખસ્યો નહી, અને પાછળથી પણ એજ કારણથી તે જૈન ધર્મથી વિમુખ થઇ પોતાના સ્વચ્છંદને વિસ્તારવા લાગ્યો. આ મતભેદના કારણોથી આપણા ઘણાક જૈન ગ્રંથકારોએ ગોશાળાને અત્યત અસહિષ્ણુપણે નિંદ્ય સ્વરૂપમાં દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે, છતાં એટલું કહેવુ પ્રાપ્ત થાય છે કે, ગોશાળાને જેવો મૂર્ખ, કમઅક્કલ અને છેક ઉન્મત્ત ચિતરવામા આવ્યો છે તેવો તે નહોતો. ખરૂં છે કે મતભેદની

દૃષ્ટિ આપણને સામા મનુષ્યને તેના ખરા સ્વરૂપે જો-વામા અંતરાય કરે છે, અને આપણા રાગદ્વેષના તારતમ્ય અનુસાર તેના વાસ્તવ સ્વરૂપને આપણે ન્યૂનાધિક અંશે વિકૃતરૂપે જોઇએ છીએ, છતાં પ્રસ્તુત પ્રસગે એવા મતભેદના કારણોથી ગોશાળાને જેવા રૂપે કેટલાક જૈન ગ્રંથકારો આપણી આગળ રજુ કરે છે તે કોઇ રીતે ક્ષતવ્ય નથી. શ્રીમદ્ હેમચદ્રાચાર્યે ગોશાળાની જે ચેષ્ટા આલેખી છે તે જોતાં અજાણ્યા મનુષ્યને ગોશાળા સંબંધે એવો જ અભિપ્રાય બા-ધવો પડે કે, તે કોઈ ગાંડાની ઇસ્પિતાલમાથી ભાગી છુટેલો શખ્સ હોવો જોઈએ. પરતુ મનુષ્યની સા-માન્ય બુદ્ધિ તેને તેવો સ્વીકારવાની ના પાડે છે. આપણા શાસ્ત્રો પણ જણાવે છે કે સ્વયં મહાવીર કરતા ગોશાળાનો અનુયાયી સમાજ મોટો હતો. જે કાળે બુદ્ધ, જન અને બ્રાહ્મણો વચ્ચે તિવ્ર રસાકસી ચાલતી હતી તે વખતે ખુદ મહાવીર કરતાં પણ ગોશાળાના અનુયાયિઓનુ સંખ્યાધિકય હોવું એ બીજું કાંઇ જ નહીં પણ તેની પ્રવર્ત્તક શક્તિ, અને લોકોના હૃદયને સ્પર્શી શકવાનું તેનુ સામર્થ્ય સૂચવી આપે છે. જે પ્રભાવથી ગોશાળો આ કાર્ય કરી શકયો, તે પ્રભાવની શ્રી હેમચંદ્રાચાર્યને

ગોશાળો જે સ્વરૂપે ઇષ્ટ છે તે સાથે કેવા પ્રકારે સંગતિ સાધી આપવી તે સમજી શકાતું નથી. ગોશાળાને તેઓ લોકોની ગુપ્તપણે રતિક્રીડા જોનાર, વિકૃત વેષ ધારણ કરી કૌતુક કરનાર અને બીજાઓની અયોગ્ય પ્રકારે ઠઠ્ઠા–મશ્કરી કરવાથી જેનો તેનો ઘરાઉને માર ખાનાર રૂપે ખડો કરે છે

એક વખતે તો કોઇ વાસુદેવના મંદિરમા પ્રભુ રાત્રીવાસ રહેલા ત્યા ગોશાળાએ, નિલર્જ્જપણે પ્રતિમાની સામે પુરૂષચિન્હ કરી ઉભો રહેવા જેટલી હદે ધૃષ્ટતા અને નીચતા દાખવ્યાનુ શ્રી હેમચંદ્રાચાર્ય જણાવે છે. પરંતુ મહાવીર પ્રભુના સમયનું બુદ્ધ વિગેરેનુ સમકાલીન સાહિત્ય જોતા ગોશાળો છેક આટલો બધો નષ્ટજ્ઞાન એને વિક્ષિપ્ત ચિત્તનો હોય એમ માની શકાતું નથી. તેણે તે કાળે પ્રવર્તાવેલો આજીવક મત અત્યારે હીદમા લુપ્ત થઈ ગયો છે, અને તેના શુ મુખ્ય સિદ્ધાતો હતા તે પણ ભાગ્યેજ કોઇના જાણવામા છે. પરન્તુ બુદ્ધ અને મહાવીર પ્રભુના કાળમા અને છેવટે અશોક મહારાજાના સમયમા તે એક બળવાન પ્રચલીત મત હતો એવું પ્રો૦ કર્ન(Prof Kern)નું માનવું છે. ખુદ અશોકે પણ ગોશાળાના આજીવક મત સંબંધમાં શી-

લાલેખો કોતરાવેલ છે. જીવદયા એ ગોશાળાના મુખ્ય સિદ્ધાંતોમાંનો એક હતો. આ સંબંધે મનોરંજન ઘોષ નામનો એક વિદ્વાન્ લખે છે કે—

"The history of the Ajivkas reveals the curious fact that sacredness of animal life was not the peculiar tenet of Budhism alone but the religion of Sakyamuni shared it with the Ajivkas and the Nigranthas They had some tenets in common but differed in details ..They were naked monks practising severe penances We find the Ajivkas an influential sect in existence even in the life time of Buddha Mokkali Gosala was the teacher of the Ajivakas with whom Gautam Buddha had a religious controversy."

અર્થાત્ -" આજીવકોના ઇતિહાસમાંથી આપણને એક જાણવા જેવી એ હકીકત મળે છે કે જીવદયા એ માત્ર બુદ્ધનો એકલાનો જ ખાસ સિદ્ધાંત નહોતો. પણ આજીવકો અને નિર્ગ્રંથો (જૈનો) નો પણ એજ સિદ્ધાંત હતો. ઘણાખરા નિયમો એ સહુને સાધા

રણુપણે હતા. માત્ર વૃત્તાંતના આખ્યાનમાં ફેર છે.... આજીવકો શરીરે નગ્ન રહેતા અને ઘણી આકરી તપશ્ચર્યા સેવતા....આપણે જોઇ શકીએ છીએ કે આજીવકોનો બુદ્ધના સમયમાં પણ એક પ્રભાવયુક્ત સંપ્રદાય હતો. મંખલી ગોશાળો તેમનો નેતા હતો અને તેની સાથે ગૌતમબુદ્ધને એક વખતે ધાર્મિક તકરારમાં ઉતરવું પડયું હતું."

"Ancient civilization" નામના ગ્રંથમાં તેનો વિદ્વાન્ કર્ત્તા લખે છે કે,

Among the other sects of ascetics which flourished side by side with the Budhist and Nigranthas (Jains) in the sixth century B C, the Ajivakas founded by Gosala were the best known in their day. Asoka named them in their inscriptions along with Brahmins and Nigranthas Gosala was therefore a rival of Buddh and Mahavir, but this sect has now ceased to exist

અર્થાત્ ઇસ્વીસન પૂર્વે છઠ્ઠા સૈકામાં બાદ્ધો અને નિર્ગ્રંથો (જૈનો)ની સાથે સાથે બીજા જે ત્યાગ

ધર્મવાળા સંપ્રદાયો વર્ત્તતા હતા, તેમાં તે વખતે ગોશાળાએ સ્થાપેલો આજીવક મત સહુથી વધારે પરિચિત હતો. બ્રાહ્મણો અને જૈનો સાથે તેમને પણ પોતાના શીલાલેખોમાં અશોકે ગણતરીમાં લીધા છે. તે ઉપરથી ગોશાળો એ બુદ્ધ અને મહાવીરનો પ્રતિસ્પર્ધી હતો, પરંતુ હવે તે સંપ્રદાય બંધ પડી ગયો છે.

હાલના ઐતિહાસિક અન્વેષણ (historical research) ઉપરથી એટલું જોઇ શકાય છે કે ગોશાળો એક સમર્થ મતપ્રવર્તક હતો પરંતુ કોઇ કારણસર મહાવીર સાથે તેને મતભેદ થવાથી, તે પાછળથી તેમનો વિરોધી થયો હોવો જોઇએ અને એ મતભેદને લીધે મહાવીરના તે કાળના અનુયાયીઓમાં ગોશાળા માટે વિરોધતાની છાપ બેસી ગયેલી હોવી જોઈએ. એ છાપ સાંપ્રદાયિક પરંપરાએ ક્રમાગત થઇ. છેવટે જ્યારે જૈન સિદ્ધાંતો લેખારૂઢ થયા ત્યારે તેને તેમાં સ્થાન મળ્યું હોય એમ જણાય છે. બૌદ્ધના સાહિત્યમાં ગોશાળો એટલો બધો વિકૃત વર્ણમા નજરે પડતો નથી. બીજું કાંઇ નહી તોપણ ૨૫૦૦ વર્ષના કાળના ઘસારામાં જેનું નામ, જેવું તેવું એ

પણ જળવાઇ રહ્યું છે તે મનુષ્ય ખરેજ કાંઇ સત્વ-યુક્ત હોવો જોઇએ.

દીક્ષા ગ્રહણ કર્યા પ્રભુને આઠ વર્ષ પૂર્ણ થયાં. આઠમું ચાતુર્માસ રાજગ્રહી નગરીમાં પૂર્ણ કર્યા પછી પોતાની પરિચિત ભૂમિ ત્યજીને, મિત્રો, સ્નેહીજનો અને નિત્યની ઓળખાણવાળા મનુષ્યોના સંસર્ગ વિનાના પ્રદેશમા વિચરવુ તેમણે યોગ્ય વિચાર્યું. અત્યાર સુધી પ્રભુ જે જે સ્થાનોમાં વિચર્યા હતા, તે બધો પ્રદેશ ઉત્તમ આચાર વિચારના સજ્જનો વડે વસાયેલો હતો. અને પોતે એક રાજપુત્ર હોવાથી તેમજ જે વયે એક પામરમા પામર મનુષ્યને પણ ઇન્દ્રિય વિલાસનો સ્વાદ મધુર લાગે છે તે વયમા, તેમણે સંસાર ત્યાગનું ભિષણ વૃત્ત અંગીકાર કરેલું હોવાથી, તેમની કીર્ત્તિની સુવાસ વસતના અનિલની માફક ચતુર્દિશ વિસ્તરેલી હતી. તે કાળ સુધીમા પ્રભુ જે જે સ્થાનોમાં વિચર્યા હતા ત્યા ત્યાં લગભગ તમામ સ્થળે તેમનું યોગ્ય સન્માન અને આદર સત્કાર થતો હતો, એમ આપણા જન ગ્રંથકારો જણાવે છે. પ્રભુએ એમ ચિંતવ્યું કે હજી મારે ઘણું કર્મ નિર્જરવાનું છે, અને નિર્દય લોકો દ્વારા શરીરકષ્ટ અનુભવ્યા વિના

તે કર્મની નિર્જરા થશે નહિ, તેથી તેમણે અનાર્ય ભૂમિમાં વિચરવાનો નિશ્ચય કર્યો. પ્રભુના અંતઃકરણમાં તે સમયે શું ભાવ હશે તે તો કોઇથી કહી શકાય તેમ નથી. પરંતુ એટલું તો નિશ્ચિત છે કે તેમના આદર્શભૂત જીવનના આ પ્રસંગમાંથી આપણે માટે એક ઉત્તમ શિક્ષણ ઉપલબ્ધ થાય છે. પ્રભુની આત્મ અવસ્થા તો તે કાળે એવા પ્રકારની હતી કે અત્ર તત્ર અને સર્વત્ર તેમનું ચિત્ત સમાધાનમય જ હતું. તેમની તમામ ચર્યા ઉદયાધીન અને આત્મપ્રતિબંધ રહિત હતી આર્ય કે અનાર્ય ઉભય ક્ષેત્રોમાં તેમને મન એક સરખાપણું હતું. તેમના ઉપર કોઇ સન્માનના પુષ્પ ચઢાવે કે અપમાનનો કીચડ ફેંકે તોપણ ઉભય આચરણમાં તેમને મન લેશ પણ ન્યૌન્યાધિક્ય નહોતું. છતાં પ્રભુ પોતાના પરિચિત પ્રદેશને છોડી અજ્ઞાત સ્થાનોમાં ગતિ કરવા ઉદ્યુક્ત થયા તે માત્ર જગત્‌ને દ્રષ્ટંતમયતા પુરી પાડવા માટે જ હતું. પોતે આઠ વર્ષ સુધી દીક્ષિત અવસ્થામાં જે લોકસન્માન પામ્યા હતા તેથી, સામાન્ય અંતઃકરણને સુલભ એવી અભિમાનની લેશ પણ ભાવના, તેમના હૃદયમાં પ્રકટવા પામી નહોતી, કેમકે પ્રભુ તો તે બાલભૂમિ-

કાને ઘણા કાળથી ઉલંઘી ગયા હતા. પરંતુ પોતાનો ભાવી અનુયાયી દીક્ષિતવર્ગ પ્રભુના દ્રષ્ટાંતને અનુસરી, જ્યા માત્ર સન્માન અને પરિચિત સંયોગોની પ્રાપ્તિ હોય ત્યાં જ પડયો ન રહે તેટલા માટે અને દીક્ષિતોની વિચરણ ક્રિયા સંબંધી એક સબળ ઉદાહરણ પુરૂ પાડવા માટે તેઓ આર્ય અને સભ્ય સમાજના નિવાસની હદ ઓળંગી, જયાં અધમ અને નિકૃષ્ટ પ્રકૃતિના લોકો વસતા હતા ત્યા પધાર્યા. સંસારનો સંબંધ છોડયા પછી મોહના પ્રબળ નિમિત્તોમાં વસવું એ કરતા સંસાર તજ્યાનો બાહ્ય પરિવેશ ધારણ કરી પોતાના અને પરના આત્માને પ્રવંચનામાં ન નાખવો એ અધિક ઉચિત ગણાવા યાગ્ય છે. જગત્‌ની પ્રશંસા એ એક એવો પ્રબળ વેગવાળો પ્રવાહ છે કે તેના પૂરમાં ચઢયા પછી બુદ્ધિમાનોને પણ પોતાની ખરી અવસ્થાનું ભાન વિલુપ્ત થાય છે. બાહ્ય પરિવેશથી અનુરંજીત થયેલ સમાજ તેનામા જે ગુણ ન હોય તેનું પણ આરોપણ કરતો ચાલે છે, અને તે મુગ્ધ મનુષ્ય ઘણીવાર તે આરોપના ચળકાટથી અંજાઈ જઈ તેનો પોતાનામાં અજ્ઞાતપણે સ્વીકાર પણ કરી બેસે છે. આથી જગત્‌માં એક મ-

હાન્ પ્રતારણાનું તત્વ દાખલ થઇ ગયું છે. આફતથી રક્ષણ કરવું એ એ એક સુકર અને સુખસાધ્ય વિષય છે, પરંતુ પ્રશંસાથી બચવું એ અત્યંત દુષ્કર અને વિષમ છે. અભિમાનને દાખલ થવાના દ્વાર આત્માના પ્રદેશે પ્રદેશે રહેલા છે, અને જ્યારે તે ત્યાં ભરાઇ જવા પામે છે ત્યારે, આત્માને શરીરમાં વાયુ ભરાઇ જવાથી થાય છે, તેવો એક જાતનો સંધીવા થાય છે. પછી તેનાથી આગળ ગતિ થતી નથી. આસપાસના વર્ગની સ્તુતિરૂપી વજનદાર તોક તેના ગળામાંથી પછી ભાગ્યેજ નિકળવા પામે છે. અને આખરે કેટલી બુરાઇની હદે તે આત્મા ઘસડાય છે તે પણ નિશ્ચિત થઇ શકતું નથી. ખાસ કરીને આ કાળે આ તાત્ત્વિક મર્મનો લોપ થયેલો જોવામા આવે છે. આક્ષેપ કરવાનો હેતુ નથી, અને, તેમ કરવાનો અમને અધિકાર પણ નથી, પરંતુ એટલુ તો કહ્યા વિના ચાલતું નથી કે પ્રભુનું અનાર્ય ભૂમિમાં વિચરણ એ હાલના માત્ર પરિચિત ક્ષેત્રમાં વિચરતા મુનિઓ માટે બહુ સાર ગ્રહણ કરવા યોગ્ય છે. અનાર્ય ક્ષેત્રમાં જવાવડે ખરી રીતે પ્રભુ ઉપસર્ગના પ્રદેશમાં ગયા નહોતા પણ સન્માન, સ્તુતિ અને સ-

રકારના અનુકૂળ ઉપસર્ગથી બચ્યા હતા. પોતા પ્રત્યે થતું પ્રતિકૂળ આચરણ એ માત્ર એકજ ઉપસર્ગ નથી. પરંતુ જેના પરિણામે આત્મા સંસારમા ઉંડો સરી જાય તેજ ખરો ઉપસર્ગ છે. અને બાળ હૃદય માટે સ્તુતિજન્ય અભિમાન જેવું બીજું એકે અનિષ્ઠ નથી. આ વાત જરૂર, પ્રભુના હૃદયમા હોવી જોઇએ. નહીંતર પોતાના વર્ત્તનથી જગતને કયો બોધ પુરો પાડવો તેમને ઇષ્ટ હોય ? તીર્થંકરના જીવનનો એક પણ બનાવ નિર્હેતુક હોતો નથી. તેના એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ વ્યતિકરમાં પણ કાંઇક ઉંડો મર્મ રહેલો હોય છે. અને પ્રભુના અનાર્ય ક્ષેત્રમાં વિહરવા રૂપ વર્ત્તન માંથી ઉપર જણાવ્યા શિવાય અન્ય એકે બોધક ધ્વની નીકળતો ન હોવાથી એજ બોધામૃતનું પાન કરાવવાનો પ્રભુનો આશય હોય એમ સ્વીકાર્યા વિના ચાલતું નથી. પરિચિત અને સ્તોતૃવર્ગના સંકીર્ણ પ્રદેશની સીમાના આવરણને ભેદી આપણો મુનિ સમુદાય પ્રભુના આ આશયને કયારે સફળ કરશે ?

જે કાળે આઠમુ ચાતુર્માસ પૂર્ણ કરી પ્રભુ મ્લેચ્છો અથવા અનાર્ય ભૂમિમાં વિચર્યા તે કાળે આર્ય અને અનાર્યનો ભેદ માત્ર આચરણ અને સભ્યતાના ધોરણ ઉપર હતો. આર્ય અને અનાર્ય એવા જે વિશિષ્ટ વર્ગ

વૈદિક યુગમાં પ્રવર્તતા હતા તે મહાભારતની લડાઇ પછી લગભગ લુપ્ત થઇ, માત્ર નામાવશેષ રૂપે જ રહેવા પામ્યા હતા. આર્ય અને અનાર્ય એ ઉભયના વિરોધી તરીકે તે કાળે એક નવો "મ્લેચ્છ" એવો શબ્દ વ્યવહારમાં આવ્યો હતો. જાતિ અને વર્ણ જન્ય ભેદ ગૌણ થતાં ગુણ અને સંસ્કારથી ઉપસ્થિત થતી ભિન્નતા આગળ આવી હતી, અને વર્ગજન્ય અભિમાન તુટી જઇ, ગુણ એ ઉચ્ચતાનું પ્રમાણ મનાતું થયું હતું. જો કે તે કાળના બ્રાહ્મણો જાતિ અને વર્ગજન્ય વિશિષ્ટતા સાચવી રાખવા મથતા હતા, છતાં કૃષ્ણ અને પાંડવો જેવા ઉદાર દૃષ્ટિવાળા પુરૂષોના પ્રતાપથી, તેવી સંકીર્ણ ભાવનાને ઘણા કાળ સુધી દબાઇ રહેવું પડયું હતુ. જ્યારે જ્યારે બ્રાહ્મણોના સ્થિતિસંરક્ષણ વલણો (Orthodox Tendencies) જોરમાં આવતા ત્યારે વર્ગના ભેદને આગળ પડતો કરવા તેઓ ચુકતા નહી. છતાં મનુસ્મૃતિકાર જેવા રૂઢી સંરક્ષકને પણ આર્ય અનાર્યના કૃત્રિમ ભેદ ઉપર ઢાંક પીછોડો કરનારાં વચનો * લખવા પ-

* जातो नार्यां मनार्यायां मार्यादार्यो भजेद्गुणै ।

અર્થાત્ — આર્યને અનાર્ય સ્ત્રીના ઉદરથી સાંપડેલ સંતતિ તે પણ ગુણમા આર્યજ છે,

ડયા એ એજ સિદ્ધ કરે છે કે જાતિ અને વર્ગજન્ય ભેદ તરફ જન મંડળની ભાવના મંદ થતી જતી હતી. જેના લક્ષણુ ઉત્તમ હોય તે આર્ય, પછી ભલે વાર્ગિકદૃષ્ટિથી તે ગમે તે હો, અને હીન સંસ્કાર-યુક્ત મનુષ્યો "મ્લેચ્છ" શબ્દથી સંબોધાતા હતા. અનાર્ય શબ્દ જ્યાં જ્યાં વપરાતો ત્યા ત્યાં બહુધા તે અશિષ્ટતાનોજ સૂચક હતો, અર્થાત્ "મ્લેચ્છ" શબ્દના અર્થમાં વપરાતો હતો. "મ્લેચ્છો" આર્ય ભાવનાના વિરોધી અને દ્વેષી હતા અને તેમની પ્રત્યેક ક્રિયામાં વિઘ્ન નાખવા પ્રયત્ન કરતા હતા. પ્રથમ તેઓ આર્યોની વસતીમાં ઘણેભાગે રહેતા હતા. પણ જેમ જેમ આર્યો સત્તામાં આવતા ગયા તેમ તેમ તેમને જુદા દૂરના પ્રદેશોમાં હાકી કાઢવામાં આવ્યા હતા. મહાવીરના યુગમાં તેવા મ્લેચ્છ લોકો ઘણે ભાગે મગધ, રાજગ્રહી, વૈશાલી આદિ સભ્ય પ્રદેશ સમુહની પૂર્વે, અને દક્ષીણે દરીયાકાંઠે વસતા હતા. મહાભારતની છેલ્લી આવૃત્તિ થઇ ત્યારે-મહાવીર પ્રભુના કાળ પછી લગભગ બસેં વર્ષે-ઉપરોક્ત પ્રદેશો અનાર્ય પ્રદેશો તરીકે ઓળખાતાહતા.* આ મ્લેચ્છ

* The Dravidians and the Vangas in

પ્રદેશો આર્ય પ્રદેશોથી બહુ દૂર હોય એમ જોવામાં આવતું નથી. પૂર્વમાં આસામ અને દક્ષીણે પૂર્વ બંગાળમાં તેમનો નિવાસ હોય એમ અનુમાન થાય છે. કેમકે આર્ય પ્રદેશમાંથી મ્લેચ્છોના દેશમાં અને મ્લેચ્છોના પ્રદેશથી આર્યોના દેશમાં, પ્રભુ ટુંકી મુદતમાં આવી શકતા હતા. નવમું ચાતુર્માસ અનાર્ય ભૂમિમાં પૂર્ણ કરી તુર્તજ ત્યાંથી પ્રભુ સિદ્ધાર્થપુરમાં આવ્યાની હકીકત સુપ્રસિદ્ધ છે.

---

tho farthest south and the farthest oast were still looked upon as non-Aryan people, while the people of Arya-Varta delighted in calling themselves Aryas and prided themselves upon their moral superiority to other races. ( Epic India )

અર્થાત્—દૂરતમ દક્ષિણ અને પૂર્વ પ્રદેશસ્થ દ્રાવીડીઅનો અને વંગ ( પૂર્વ બંગાળ ) ના લોકો અનાર્ય તરીકે લેખાતા હતા અને આર્યાવર્તના લોકો પોતાને આર્ય શબ્દથી સંબોધવામાં આનંદ માનતા અને બીજા કરતાં પોતાની આધ્યાત્મિક ઉચ્ચતા માટે અભિમાન રાખતા હતા.

આ વિહારના પ્રસંગોમા ગોશાળો પ્રભુની સાથે જ હતો. તેઓ બન્ને એક પ્રસંગે કુર્મ નામના ગામમાં આવ્યા, ત્યાં ગોશાળાને એક વૈશિકાયન નામના તાપસ સાથે પ્રસંગ પડયો. ગોશાળાએ તે ધ્યાનસ્થ અને સૂર્યની સામે હાથ ઉંચા રાખી ત્રાટક કરી રહેલા તપસ્વીને તેની ક્રિયાનો મર્મ ઉદ્ધત્તાઇથી પૂછવા માડયો. છતા તે મુનિ ઘણો કાળ શાતિથી તે અપમાનભર્યા શબ્દો સાંખી રહ્યા, અને કાંઇ પણ ઉત્તર આપ્યો નહીં. ગોશાળાને આટલેથી સંતોષ થયો નહીં. તેણે એ તાપસના આચરણથી અત્યંત ઉચ્ચ પ્રકારનું તપશ્ચરણ પ્રભુમાં અનુભવ્યું હતું, તેથી આવા એકાત શરીરકષ્ટ પ્રત્યે તેને અરૂચી હોય એ સ્વાભાવિક હતું સભ્ય અને વિનિત સમાજના પરિચયમાં રહેલ મનુષ્યને જેમ જંગલી મનુષ્યની રીતભાત ગમતી નથી, તેમ મહાવીર પ્રભુના અત્યંત પ્રૌઢ ચારિત્ર અને ઉત્કૃષ્ટ યોગના સંબધમાં આવનાર ગોશાળાને, આ તાપસની એવી બાળ તપસ્વીતા અભિમત ન થાય એ સ્વાભાવિક હતું. પરંતુ તેણે જે તુચ્છતાથી એ તાપસને સબોધન કર્યું હતું તે તદ્દન અયોગ્ય હતું. તેણે અભિમાનપૂર્વક તેને પૂછ્યું-

